શ્રી શ્રેયસ્સાધકવર્ગના આચાર્યશ્રીની
આજ્ઞાથી પ્રસિદ્ધ કરનાર
શ્રી એ૦ અ૦ વર્ગ.
વડોદરા.
—o—
સં૦ ૧૯૮૪, શ્રાવણ શુકલ૦ ૧૫.
ગુરુવાર.



# શ્રી શુકજનકાખ્યાન.

[ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી ]

શુકજનકનો જ્ઞાનમય અદ્ભુત પ્રસંગ આખ્યાનરૂપે કાવ્યમાં રચવામાં આવ્યો છે. વાંચવાથી અત્યન્ત રસનો અનુભવ થવા સાથે અન્તઃકરણ આગળ કોઈ અદ્ભુત આદર્શ ખડો થાય છે.

મૂલ્ય : ૦-૩-૦

[illegible], મહાકાલ—વડોદરા.

…થાન : 'વસંત મુદ્રણાલય'
…નલાલ ઈશ્વરલાલ મહેતા.
…રોડ. અમદાવાદ.

# નિમિત્ત-નિવેદન.

શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના પરમ પૂજ્ય આચાર્યશ્રીને કરાંચીના શ્રેયસ્સાધક બન્ધુઓ તરફથી કરાંચીમાં પધારવા વિજ્ઞપ્તિ થયેલી, તે પ્રસંગમાં એ બન્ધુઓદ્વારા થનાર વિવિધ ઉત્સવ-વિધાન-સમયે ગાવા માટે શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના અતિ વિસ્તૃત કિર્તનસમૂહમાંથી થોડાં પસંદ કરી એક સ્વતંત્ર પુસ્તક તૈયાર કરવાની તેમણે ઇચ્છા જણાવવાથી આ પુસ્તકને પ્રસિદ્ધ થવાનો સુયોગ આવ્યો છે. સમયની અનુકૂલતાપ્રમાણે ઓછાં-વધતાં ગાવાની અનુકૂલતા પડે તથા તેમાં સાધારણ રીતે શ્રોતાને ભિન્ન ભિન્ન પ્રકારનાં ભાવોનું કિંચિત્ દિગ્દર્શન થાય એવા આશયથી કીર્તનના ૧૧ વિભાગો આ સમૂહમાં પાડવામાં આવ્યા છે. શ્રેયસ્સાધકવર્ગનાં કીર્તનોનો એટલો મોટો સમૂહ છે કે તેમાંથી ઘણી જ સંકુચિત દૃષ્ટિથી આટલાં કીર્તનો લેવામાં આવ્યાં છે. અનેક પ્રકારની વિવિધતા-વાળાં સર્વોત્કૃષ્ટ ભાવોનાં અનેક કીર્તનો સ્થળના સંકોચને લીધે આમાં લઈ શકાયાં નથી. પ્રસંગ પ્રાપ્ત થતાં ઈશ્વરેચ્છા તો આ ગ્રન્થના બીજા વિભાગો પ્રકટ થશે ત્યારે તેમાં તે મૂકી શકાશે. આ રૂપમાં આ ગ્રન્થ પ્રસિદ્ધ થવામાં ઉક્ત વર્ગનું કરાંચી-મંડલ ધન્યવાદને પ્રાપ્ત છે.

શ્રી કૃષ્ણજયન્તી,
ગુરુવાર
સં૦ ૧૯૮૪

श्री श्रेयस्साधकअधिकारिवर्ग

# कीर्तनोनी अनुक्रमणिका.

॥ ॐ ॥

॥ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# श्री रसाञ्जलि.

## प्रथम पान

### सर्वव्यापी तत्वप्रति प्रणमन.

पद १ ( ज्यारे रहुं हुं स्वरूप विचारी, ए लय. )

परब्रह्म जय जय परमेश्वर ! नमो नमो मायेश महेश्वर !
सकल देश सब बाहिरभीतर, बसत एक बस तुं हि तुं हि सभर,
परब्रह्म०
तुं हि मूलमें, तुं हि शिखरपर, तुं हि बसत यह गुहाकी अन्दर,
तुं हि मिलनकाज मुनियतिवर, ध्यावत खूब ध्यान कर कर कर;
परब्रह्म०
तुं हि रूप महा मोहक धर कर, तुं हि खचित सबका ले चित्त हर,
तुं हि रूप जब धरत भयंकर, अखिल विश्व कंपत थर थर थर;
परब्रह्म०
तुजमें रहा यह विश्व निरन्तर, तुजसें कोहु न वस्तु अनन्तर,
तुं हि रूप सब यह नारीनर, व्यापक भासत हय घर घर घर;
परब्रह्म०
तुं हि एक गर्जत अम सरपर, दर्शन करत नयन यह भर भर,
जय उपेन्द्र ! जय जय सद्गुरुवर ! तुं हि तुं हि ॐ हर हर हर;
परब्रह्म०
श्री उ०

## स्वागतम्

પદ. ૨ (વિણુ ગુરુ અન્યથી તરી શકે જીવ—એ લય)

પ્રભુની કૃપાના પાત્ર બંધુ! स्वागतम् स्वागतम्.
એકત્ર થઇ તત્પર થયા છો, સેવવાને સદુદ્યમ,
છે તે સમસ્ત સ્વજનસમૂહને, स्वागतम् स्वागतम्.
જેનું ગલિત થયું છે પ્રભુમાં, સર્વભાવવડે અહમ્,
તેને પ્રભુરૂપ માની દઇએ, स्वागतम् स्वागतम्.
છે સાધી જેણે ચિત્તશુદ્ધિ, સેવી સાધન યમનિયમ,
નિર્મલસ્વરૂપ તે બંધુઓને, स्वागतम् स्वागतम्.
તત્ત્વાનુભવ થાવા સદા જે, સેવતા દૃઢ સુસંયમ,
સત્સાધનાભ્યાસી તમોને, स्वागतम् स्वागतम्.
જે અહોરાત્ર કરી રહ્યા છો, ઉન્નતિ કરી પરિશ્રમ,
તે ઉગ્ર પુરુષાર્થી વીરોને, स्वागतम् स्वागतम्
જેને નિરંતર સિદ્ધ છે, સચ્ચિન્તનાદિકતણો ક્રમ,
તેવા તમો શુભચિંતકોને, स्वागतम् स्वागतम्
ગુરુશુશ્રૂષાના બળે સિદ્ધિમાત્ર તમને છે સુગમ,
તમસમ સુમંગલકારિ જનને, स्वागतम् स्वागतम्
ઉદ્યત થયા પ્રભુછાયનીચે, જેહ ગ્રહેવા હિત પરમ,
તે સર્વને શુભભાવપૂર્વક स्वागतम् स्वागतम्

શ્રી ઉ૦

---

## मननो जय करवा शूरा साधकोने प्रबोध.

### પદ ૩ ગરબી.

સાધક શૂરા! જો જીતો તો મનરિપુ એક જ જીતો;
જેથી પૂરા, પંડિત ને દેવનો સમૂહ રહે બ્હીતો. ટેક
મન માયાનું મૂળ જાણીને, કરવો નિગ્રહ ગતિ તાણીને,
ના વિફળ થવું બળ નાણીને; સાધક૦ ૧

નથી કાળ દિશા દુઃખ દેનારું, નથી પંચભૂત દુઃખનું બારૂં,
નથી કર્મ ક્લેશ આ કરનારું; સાધક૦ ૨
મન જીવને જગ રચી દેખાડે, સુખઆશા દઇ બાંધી પાડે,
વળતાં નાંખે દુઃખને ખાડે; સાધક૦ ૩
દેવ દેવાને કો જન સાધે, હું બળીયો અમ વદી વાધે,
મન દેવનો દેવ ન આરાધે; સાધક૦ ૪
દેવોને પણ મન દુઃખ દે છે, જેથી અધ ઊર્ધ્વ સદા વહે છે,
જય તેમનો કરવા ન કો ચહે છે; સાધક૦ ૫
રાગદ્વેષાદિક ઉપજાવે, આ મન વિશ્વવિશ્વ જીવને તાવે,
કો બળીયાને આત્રે દાવે; સાધક૦ ૬
મન વશ થાતાં વશ સર્વ થશે, દુઃસહ આ જગદુઃખ સદા જશે,
નરસિંહ ત્રિલોકે ધન્ય હશે; સાધક૦ ૭

श्रीमन्नृसिंहाचार्यजी

---

## कोइ एक जणे

### પદ. ૪ (કોઇ એક સમે, એ લય)

કોઇ એક જણે જગમાં જન્મી, કાંઇ કાંઇ સુન્દર સુકૃત્ય કીધાં,
કોઇ એક જણે નિજ માનવ બંધુને સહાય કરી આશિષ દીધાં.
કોઇ એક જણે ગાઇ ગીત મધુર, કોઇકના હૃદયને શાંત કર્યું,
કોઇ એક જણે પ્રકટાવી પ્રસન્નતા, અન્યના હૃદયનું દુઃખ હર્યું.
કોઇ એક જણે મહાવિપદ્‌વિષે કરી સહાય, સાર્થક મિત્રધર્મ કર્યો,
કોઇ એક જણે શબ્દ શ્રવણ કર્યો નિજ આશ્રિતનો ઉપકારભર્યો.
કોઇ એક જણે જઇ એકાંતમાં, નિજ સ્વરૂપતણું રુડું ધ્યાન ધર્યું,
કોઇ એક જણે 'દેશસેવા કરુ' એવું સાચા હૃદયનું વચન ઉચ્ચર્યું.
કોઇ એક જણે નિજ ધર્મને કાજ, અધર્મીપ્રતિ યુદ્ધને આદર્યું.
કોઇ એક જણે નિજ જીવન ગાળ્યું, તપાદિમાં એકાંતે શાન્તિભર્યું.
કોઇ એક જણે વ્યવહારે રહી, સાચા સાધનથી સાધી ઉત્તમતા,

કહો બન્ધુ! વિચારી મને તો જરા:

એવા કોઈ એક જણ તે તમે શું હતા?

શ્રી ઉ૦

# ईश्वरने प्रत्यक्ष कर्याविना आ जगत्मां जे कांइ करवामां आव्युं होय छे ते निरर्थक छे.

પદ ૫ ગઝલ.

જગતના નાથને જોયા-વિના સઉ ધૂળધાણી છે,
પ્રભુ નિરખ્યા વિના નયને, ઉભી ચોરાશી ખાણી છે.
થયું શું મહેલ બાંધ્યાથી, થયું શું ઉંચું ખાધાથી,
થયું શું દ્રવ્ય સાધ્યાથી, રહી જો ભવની ધાણી છે; જગતના૦
ધરી વસ્ત્રો રુડાં અંગે, લઇ મિત્રાદિને સંગે,
ફર્યા બગીમાં બધે રંગે, મહત્તા ના ગણાણી છે; જગતના૦
ભલે વ્યાખ્યાન બહુ કીધાં, ભલે ગ્રંથો રચ્યા ચુંદા,
ભલે કાવ્યો ઘણાં ગુંથ્યાં, વલોવ્યું તોય પાણી છે; જગતના૦
વિલોકયું ફ્રાન્સ ને ઇંગ્લાંડ, વળી જાપાન સ્વીટ્ઝર્લાંડ,
અમેરિકાનું ન્યુ ઇંગ્લાંડ, નકામી દૃષ્ટિ તાણી છે; જગતના૦
પ્રભુ છે પ્રાણુથી પાસે, નયનસંમુખ તથા વાંસે,
દશે દિશ સકળ સ્થળ વાસે[1], જુએ પણ કો ન પ્રાણી છે; જગતના૦
નદીઓ સ્વર્ણના રસની, નિરંતર આંગણે વહેતી,
ગ્રહે જીવ તે ન સંપત્તિ, ગ્રહે પણ કોડી કાણી[2] છે; જગતના૦
છતે નેત્રે નથી જોતા, મણિ ત્યજી કાચમાં મ્હોતા,
મરણપર્યંત રહે રોતા, મતિ ભ્રમમાં ગુંચાણી છે; જગતના૦
વિરલ કો કમર કસી મચતા, પ્રભુને પ્રકટ તે કરતા,
અચલ પદ સદા તે ઠરતા, ખરી તેની કમાણી છે; જગતના૦

છોટાલાલ જી૦

૧ વસી રહ્યા. ૨ કાણી કોડીને ગ્રહે છે.

# क्यारे ?

### પદ ૬ ( ગઝલ )

શરણ આવી પડેલાંને ગુરો ! સંભાળશો ક્યારે ?
અમિની આંખડી વહાલા ! અમોપર ઢાળશો ક્યારે ?
તમારા ભક્ત અર્જુનને, કુરુક્ષેત્રે દીધેલા જે,
પ્રભો ! તે આપનાં વચનો, હવે તો પાળશો ક્યારે ?
થતી સદ્‌ધર્મની ગ્લાનિ, છવાતું પાપથી ભારત,
સનાતન ધર્મનું ડિંડિમ, ફરી વગડાવશો ક્યારે ?
परित्राणाय साधूनाम्, કહેલું શ્રીમુખે સ્વામિન્ !
ધરી અવતાર કલિયુગમાં, પ્રકટ દર્શાવશો ક્યારે ?
अनन्यांश्चिंतयंतो माम्, વગેરે ભાવનાં વચનો,
પુનઃ તે યાદ લાવીને, બિરદ બતલાવશો ક્યારે ?
કહ્યું'તું "સર્વ ધર્મોને, ત્યજી લે શરણું તું મારું,
'બચાવીશ સર્વ પાપોથી", કહો છોડાવશો ક્યારે ?
સુરક્ષા ગાયની કરવા, સ્વયં ગોપાલ કહેવાયા,
હવે એ ગાયને માટે, સુદર્શન ધારશો ક્યારે ?
ગયા પાતાલમાં વેદો, ગયા યાજક અને યજ્ઞો,
ગયા પર્જન્ય ભૂતલથી, કૃપાલો ! લાવશો ક્યારે ?
ગયું તે યોગબલ સાચું, અને અધ્યાત્મવિદ્યા ક્યાં ?
ગયું તે ક્ષાત્રબલ નાશી, પુનઃ પ્રકટાવશો ક્યારે ?
હતી આ સ્વર્ગસમ ભૂમિ, તમે અવતાર લેતા જ્યાં,
અરેરે ! એ બિચારીને, પ્રભો ! ઉદ્ધારશો ક્યારે ?
લુંટાતી લાજ ને લક્ષ્મી, સહસ્રાક્ષે નિહાળો છો,
દયાસિન્ધો ! દયા દિલની, પુનઃ રેલાવશો ક્યારે ?

—દલપતરામ.

---

## गुरूउपदेशामृत पान करवा उपदेश.

પદ ૭ ( કોશથી પેલે પાર છે હંસ—એ લય )

પીલે સમજીને હાવે, ઘુંટડા અમૃતના ગટ ગટ,
અમર થઈને અમરનાથને નિરખજે ઘટઘટ.
વિષથી પોષાયો ને તું, વિષવલ્લિરૂપે વાધ્યો,
આજલગી તેં પાન વિષનું કીધું છે ચટ ચટ; પી લે૦
હાથે કરીને જો તું, વિષપાન કરતાં મરશે,
ચોર્યાશી લક્ષ ફેરે ફરશે, (ને) સઉ કહેશે ફટ ફટ: પી લે૦
વિષને ઉતારવું જો હોય તો વિષયો છોડી,
ઘડીએ ને પલકે મનથી હોંસે તું રામ રટ રટ; પી લે૦
પીયૂષને પાનારા, સાચા છે એક ગુરુવર,
સઉથી પહેલાં તે મેળવ, છોડીને લીજી ખટપટ; પી લે૦
જયન્તીજીવનના પ્યાલા દીધેલા પી લઈને,
થઈ જાને જીવનમાંહિ કૃતકૃત્ય, ઝટ ઝટ ઝટ ઝટ; પી લે૦

श्री ज० देवी.

---

## ईशप्रति विषयी कीटनी प्रार्थना.

પદ ૮ ( ન્યારી સ્થિતિ આ વિશ્વમાં એ લય. )

ગુરુ ! હું વિષયનો કીટ છું, તમે ભ્રમરી બની દંશો મને,
જેથી હું મુજ કીડાપણું, ભૂલી સતત સ્મરું આપને.
આપ સ્મરણના દંશની એવી વ્યથા મને વ્યાપજો,
જેથી તમારા સ્મરણવિણ મુજ ચિત્ત અન્ય ભૂલી જજો.
જે જે કરું, જ્યાં જ્યાં ફરું, ત્યાં આપ સ્મરણ અખંડ રહે,
જેથી વિવિધ વિષયોતણું, ચિંતન ન કદી વૃત્તિ ચહે.
કરું હું ભલે વ્યવહાર પણ, તવ ડંખ તો ડંખ્યા કરે,
એવી સ્થિતિ મારી પ્રભો ! કયારે થશે આ અંતરે ?

પ્રભુ ! આપકેરા સ્મરણવિણ, ભાવે ન બીજું કંઇ મને,
પ્રભુ ! આપનાં દર્શનવિના, નજરે સુઝે કંઇ નહિ મને.
સંતત સ્મરણ થાતાં પ્રભુ ! હું આપરૂપ બની જઉં.
'હે ગુરુ !' ને સ્થાન 'હું ગુરુ' એ અનુભવ હું લહું.
હું અધમ મોહાસક્ત કીટને, દંશ દો બહુ જોરથી,
મને આપસ્વરૂપ કરો ગુરુવર ! છાપી આપની મ્હોરથી.

શ્રી ઉ૦

---

## कर्तव्यने साधवाप्रति दृष्टि राखवा जीवने उपदेश.

પદ ૯ ( જોયો મારો વહાલો રે—એ લય.)

કર્તવ્યને કરજે રે, કોથી ના પછી ડરજે રે,
મસ્ત થઇને ફરજે રે, તૃણવત્ લહી સંસારને હો જી.
કોઇથી તારો વાંકો ન થઈ શકે વાળ; કર્તવ્યને૦
અહાર અંગથી વાંકું જે, ઉંટસમ જગત્ ભણાય,
તેના શુભ અભિપ્રાયને, રખે પામવા ધાય,
ઈશ્વરમાં પણ દોષ જે, જોતાં ના ખચકાય,
તું સ્પૃહા જગત્ની હરજે રે; તૃણ૦
સકળ વિશ્વનો કો નથી, પામ્યું શુભ અભિપ્રાય,
કૃષ્ણ રામ પણ જગત્ના, જનથી જો ! નિંદાય,
જુએ દોષ તુજ ત્યાં પછી, શું આશ્ચર્ય ગણાય,
ભય સ્વલ્પ ન હૃદયે ધરજે રે; તૃણ૦
સદ્‌ગુરુ ઈશ્વર શાસ્ત્ર જે, વિધિથી પ્રસન્ન થાય,
તે વિધિ વહેજે યત્નથી, કુપથ ન ધારી પાય,
કો પછી ફાવે તે કહે, આ જનનો સમુદાય,
દુર્જનનાં વસન વિસરજે રે; તૃણ૦
પૂર્વથી પશ્ચિમમાં વહે, રવિ જો ! ગગને નિત્ય,

સુજન-કુજનનાં વચનને, ધાર કદી ના ચિત્ત,
સાધનપર રહી શુણુ ન તું, લોકવચન અનુચિત,
મતિ પ્રભુમાં સ્થિર કરી ઠરજે રે; તૃષ્ણુ૦
આયુષ્ અલ્પ લહી સખે! ત્યજજે બીજી જંજાળ,
વ્યર્થ કુથલીમાં છો બીજા, પચી રહે, રહી કંગાલ,
પણુ તું તો હરિ સ્મરી સમય, સત્પ્રયત્નમાં ગાળ,
પ્રાતક્ષણુ હરિ હરિ ઉચ્ચરજે રે; તૃષ્ણુ૦
નરહરિપ્રભુની ઓથમાં, જ્યાં લગી રહીશ ભરાઇ,
ત્યાંલગી ત્રિભુવનમાં તને, કોઇથી ન થશે કાંઇ,
પ્રભુથી અભિન્ન થઇ રહે, ત્રિકાળ તેથી ભાઇ!
જીવપણું ભૂલી સ્વરૂપે સરજે રે; તૃષ્ણુ૦

છો૦

---

"इष्ट मारा छे" एम छाती ठोकी कहेवा मनप्रति उक्ति.

पद. १०(हो मन अब हरिको भजन कर जाग—ए लय.)

हो मन! अब कब तुं कहेगो "मेरो राम"?
जैसी प्रीतिसें तुं कहत "यह, मेरे स्त्री अरु धाम,"
वैसी प्रीतिसें कब कहेगो, तुं 'मेरा घनश्याम'? हो०
जैसी निश्चयबुद्धिसें कहेता, तुं "मेरो यह नाम,'
वैसी निश्चयबुद्धिसें प्रभुको, कब तुं कहेगो 'मेरो श्याम'?हो०
जैसो आनन्द होत तुझे जब, कहता तुं 'यह मेरा दाम',
वैसो आनन्द कब तुझे होयगो,कहते 'ये मेरा सुन्दरश्याम'?हो०

जैसो तुझको अहं होत कहते, 'यह मेरा शुभ काम',
वैसो अहं कब होयगो तुझे-कहनेमें 'मेरा आत्माराम'? हो०
कह गये प्रह्लाद आदि वैसो, तुं कहेगो ठाम ठाम,
तब निश्चय मन! मान भया तुं, प्रभुका सत्य गुलाम; हो०
श्री उ०

---

## પ્રભુસાક્ષાત્કારમાટે પ્રભુમય થવાની જરૂર છે.

પદ ૧૧ (વહાલાની પાછળ હું જોગણ બની; એ લય.)

પ્રભુને કાજે તો કરજે વૃત્તિ દિવાની,
બુદ્ધિ દિવાની, છોડી પરવા બીજાની; વૃત્તિ૦
પ્રભુને ખાતર તું વિસરી જાજે, ખાન ને પાનાદિ ભોગ,
વિરહવ્યથા મનની વધશે તો, થાશે પ્રભુસંયોગ; કરજે૦
લૌકિક વિભવો મેળવવા જેમ, તલસે તું દિનરાત,
સ્મરણથી તેમ પ્રભુચિન્તનમાં, અર્પી દે તુજ જાત; કરજે૦
રાતની રાતો બેસી રહેજે, જોતાં પ્રભુની રાહ,
હૃદયે ચેન પડે ન પ્રભુવિણુ, પ્રકટાવી એવો દાહ; કરજે૦
નયન ફૂટારે તો પ્રભુકાજે, મીંચે તો પ્રભુકાજ,
ચાલે તો પ્રભુકાજે; એમ પ્રભુ-મય પ્રવૃત્તિ કરી આજ; કરજે.૦
વાણીમાં વહાલાનું કીર્તન, આંખમાં અશ્રુધાર,
શ્રવણે[1] કેવળ પ્રભુનું શ્રવણ જ, એવી સ્થિતિને ધાર; કરજે૦
વિરહતણા વ્યાકુલભાવે પ્રભુ-પ્રતિમા લઇને હાથ,
ઉરના ઉમળકે ઘડી ઘડી ભેટી,-પડજે તેની સાથ; કરજે૦
દિગ્મૂઢતા આવે તો સહેજે, પણ ન ત્યજીશ પ્રભુશોધ,
પ્રભુમય બનતાં પ્રભુ ઉર પ્રકટે: આજ તે તુજઉર નોંધ; કરજે૦
પ્ર૦ બહેન

---

1 કાનમાં

## बालकना भगवान्

[ બાલગીત. ]

પદ ૧૨ [ પ્રિયતમ પ્રભુ કરીએ; એ લય ]

તમે બાલકના ભગવાન્ છો, બાલકસહ બાલસમાન છો; તમે૦
શિશુશિષપર આશીષ દેવામાં, આપ ઉદાર મહાન્ છો; તમે૦
વિશ્વને ભયભીત કરનારા તમે, પ્રહ્લાદનું અભયસ્થાન છો; તમે૦
દીધાં ધ્રુવને અવિચલ ધ્રુવપદ, એવા કરુણાવાન્ છો; તમે૦
માર્કંડને ચિરાયુષ્[1] દેનારા, એક તમે બલવાન્ છો; તમે૦
જનકસિંહાસને અષ્ટાવક્રને, ચઢાવનાર સોપાન[2] છો; તમે૦
બાલકને મહાપદ દેવામાં, આપ તો બસ ગુલતાન છો; તમે૦
ઉપેન્દ્રપ્રભુ બાલકના ચાલક, પાલક દયાનિધાન છો: તમે૦

શ્રી ઉ૦

---

## तत्त्वानुभूति

પદ ૧૩ ( તમે શામાટે શ્યામ મહેલે. એ લય. )

તત્ત્વજ્ઞાનની આ રમ્ય સ્થિતિ કેવી ભાસતી!
કેવી ભાસતી, ન વૈખરી તે વર્ણતી; તત્ત્વ૦
સચ્ચિત્સાગરમાં ગળ્યાં, આ મનવૃત્તિ સમૂલ,
મહાકારણમાંહિ શમ્યાં, કારણ, સૂક્ષ્મ ને સ્થૂલ;
દ્રષ્ટા દર્શન અને દશ્યની ભ્રાંતિઓ,
બ્રહ્માનુભવે જ્યાંથી દૂર થઇ જતી; તત્ત્વ૦
સંચિત ને ક્રિયામાણ ને, વળી જે પ્રારબ્ધકર્મ,
ટળ્યાં, હવે ન રહ્યા દીસે, સમૂલ ધર્માધર્મ,
કર્તવ્યાકર્તવ્યભેદબુદ્ધિ ભાગતાં,
સર્વનો પરાવધિ પામી આ મતિ; તત્ત્વ૦

---

૧ લાંબુ આયુષ્. ૨ નિસરણી.

જ્ઞાતવ્યપ્રામવ્ય ના, સર્વ અનુભવરૂપ,
અનુભવી, અનુભવનું અહં, ત્યજી શમી રહે સ્વરૂપ,
શબ્દ અને કલ્પનાના વિષયરૂપ જે ન તેથી,
કથી કે કળી ન જતી દિવ્ય તે સ્થિતિ; તરવ૦

શ્રી જ૦ દેવી.

---

## उपकृतिउद्गार.

पद १४. (काहुंसें अब होत न भीति, ए लय.)

जय हृदयप्रिय देव! जय जय!
प्रणमत शीष, जोरी कर द्वय द्वय,
क्षय क्षय होवत हैं तेरसें भय भय; जय०
जगत्के छलबलकलसें डरे क्यौं,
अब तो अविद्यापाश नरे क्यौं;
मुक्त भये हुवा जीवत्व लय लय; जय०

श्री उ०

---

૨

# मंगल

પદ ૧૫ [જલથલમેં તોહે, પલપલમેં તોહે૦ એ લય ]

અંતર તું એ જ, બાહિર તું તે જ, જોતાં બધે એક તું તું,
અણુમાંય, પણ ન ક્યાંય, કદી જણાય, તુથી ન્યારું મારું હું હું.
ભર્યો છે વારિથી ભરપૂર મહાસિન્ધુ,
એક પાત્ર ભરી તેમાંથી જળ લઉં છું;
પછી પાત્રમાં પાછો વળી, હું જોઉં છું જ્યારે,
નહિ જળવિના તેમાંહિ હું. બીજું કશું જોઉં છું;
તારું ઝરણ, જ્યાં ત્યાં વહન, થતું જોઇ રહું છું... ... અંતર૦
જણાયે આ જગતમાંહિ વિવિધ રૂપો,
તથાપિ પાત્રમાંહિ જેમ છે પાણી,
(તેમ) જગત્ આ નામનું માંહિ દીસે પાત્રો વિવિધ છોને,
તથાપિ તું જ છું જ્યાં ત્યાં, લઉં છું હું જ એ જાણી;
તું જ સભર, અજરઅમર, ત્યાં હું કશું થું થું... ... અંતર૦

શ્રી ઉ૦

## प्रणवमंत्रनो जाप करवा अधिकारीप्रति वचन.

### पद. १६ राग काफी.

मन मस्ताना! कर प्रणवमंत्रको जाप, अहो जाप रे; मन०
सर्व मंत्रका मूल यही है, जाको महान् प्रताप,
शुद्ध स्वरूप दर्शावही रे, जैसो उज्ज्वल स्वाप रे; मन०
शब्दब्रह्म सो यही प्रणव है, जपत साधु अघाप,
कर्मक्लेश सब कटत सहजमें, होवत सुख अमाप रे; मन०
अविनाशी यह सब घट पूरन, सर्व जगत्को बाप,
बीजांकुरवत् सदा रहत है, शुद्ध ब्रह्मसें आप रे; मन०
अर्थविधिसंयुक्त जाप सो, हरत तापसंताप,
नृसिंह बचन न मान हि रे, अंते कर हि विलाप रे; मन०

श्रीमन्नृसिंहाचार्यजी.



## ઈશ્વરને અંતર્માં જઇ શોધવા જીવને પ્રબોધ.

પદ. ૧૭ (મારે હૃદયે જોઇ જગરાય, એ લય.)

ઘટમાં છુપાયા ઘનશ્યામ, આમ કાં તું શોધિ ગગનમાં,
નથી એ ગિરિમાં કે વનમાં, જો જો હૃદયસદનમાં; ઘટમાં૦
બાહિર દષ્ટિને ખાળી, ઘટમાં જો પાછું વાળી,
રમંતો તારો ત્યાં રુડો રામ; આમ૦
આઠે પટરાણીસંગે,[1] ખેલે છે એ આનન્દે,
હૃદયને મહેલે યોગીલલામ[2]; આમ૦
ત્યજીને મનબુદ્ધિઉપાધિ, સંયમ સાધનને સાધી,
પહોંચી જા તું તે દિવ્ય ધામ; આમ૦
છુપાશે રમણી લજ્જાથી, પ્રભુ પણ ઉઠીને ત્યાંથી,
આલિંગતાં[3] તુજને, સરશે-કામ; આમ૦

ચુનીલાલ જ૦ ઓઝા

---

## श्री इष्टप्रति विज्ञप्ति.

પદ ૧૮ (છોડો રે કુંવર મારા હાથને, એ લય.)

કરજો કલ્યાણ આજે સર્વનું, વિનવીએ વિશ્વનાથ!
હેતુઓ ટાળીને અનર્થના, ધરો શીષે સહસ્ર હાથ; કરજો૦
ઉત્તમ આપજો આરોગ્યને રે, દેજો ઉચ્ચ ગૃહસુખ,
દશે દિશામાં વિસ્તારજો, માનસ શકિતનાં મયૂખ;[4] કરજો૦
શૌર્ય, સ્વાતંત્ર્ય, સ્વાત્મભોગને રે, દેજો સાચું સ્વાભિમાન,
દૈન્ય દારિદ્ર ટળી જેવડે, કરીએ સુખામૃતપાન; કરજો૦
અન્યાયે કોઇને ન પીડીએ રે, કોઇથી પીડાઇએ ન લેશ,
પોતાનું ઉચ્ચ સુખ સાધતાં, પરસુખ સાધીએ હમેશ; કરજો૦
અંતરમાંથી આજે ટાળજો રે, અવિહિતક્રોધકામ,

---

૧ અષ્ટ પ્રકૃતિસહ. ૨ યોગીમાં ઉત્તમ. ૩ ભેટવાં. ૪ કિરણો.

શોક, મોહ, લોભ, ભય, બાળીને, કરજો સદા આત્મારામ; કરજો૦
દેજો અમારી બુદ્ધિમાં રે, શુદ્ધ સત્ત્વનો પ્રકાશ,
જેથી અદિવ્ય દિવ્ય જ્ઞાનનો, થાય સહજ ઉરે ભાસ; કરજો૦
ઉપજાવજો માનવમાત્રમાં રે, હિતપ્રદ ભ્રાતૃભાવ,
દ્વેષ શત્રુત્વ ભૂલી ખેડીએ, જેથી ભરદરીએ નાવ; કરજો૦
ભુક્તિનાં[1] ઉચ્ચ સુખ આપતાં રે, કરજો અંતે જીવન્મુક્ત,
નરહરિ પ્રભુ! પરિણામમાં, રાખો આપમાં સંયુક્ત;[2] કરજો૦
છો૦

---

## બાહ્યાડંબરથી ઈશ્વર ઠગાતા નથી.

પદ ૧૯ ( હું નથી એવી ભોળી, એ લય. )

એ નથી એવો ભોળો, એ નથી એવો ભોળો,
આ જગનો પ્રભુ રે; એ૦
સાવધતા રાખો નહિ ધોવા અંતરમાંનો ચોળો,
પછી પ્રભુ રીઝવવા દિલપર, ભલે ગાગરો ઢોળો;
પણ નથી એવો ભોળો૦
સદ્‌ગુણથી મન રંગ્યા વિણ છો, કેસર ચન્દન ઘોળો,
મોહ દબા વિણ ઘસો કપાળે, ભલે ભસ્મનો ગોળો; પણ નથી૦
તનમનશુદ્ધિ ન કરો ઉછાળી, હરિસ્મરણની છોળો,
(અને) પવિત્રતા બતલાવા ભડકો, જોઇ અંત્યજનો ઓળો; પણ૦
'પ્રભુ પ્રભુ' મોંએ કહો પણ, અંતરૂથી જરી ન ખોળો,
અને તમે જાણો કે પ્રભુને, રીઝવી દઉં કરી ડોળો; પણ૦
માળાના મણકા તો મૂકો, ફેરવી જ્યાં ત્યાં ડોળો,
વ્યવહારે તો કરી કુટિલતા, ખોટે ત્રાજવે તોળો; પણ૦
અંતર્યામી પ્રભુ તો જાણે, કોણ કાળો કોણ ધોળો,

---

૧ સંસારના ભોગોનાં. ૨ જોડાયલા.

પળમાં એ તો પારખી કહાડે, આ તે મઠ કે ચોળો; એ૦
ભોળવાય ઉપરનું જોઇ, એવો એ નથી મોળો,
અનન્યભાવે ઉપેન્દ્ર ભજતાં, પ્રસારશે નિજ ખોળો; એ૦

શ્રી ઉ૦

---

## इष्टानुग्रहनुं अमोघत्व अने पुरुषप्रयत्ननो प्रताप.

પદ ૨૦ ( ષડરિથી, માંડો સુજન સંગ્રામ; એ લય )

સુખપ્રદ પુણ્ય નૃહરિના પાય, નિગમ[1] યશ જેનો નિશદિન ગાય.
જાણ્યે અણજાણ્યે પણ જેનો, સ્પર્શ કદી થઇ જાય,
મોહલોહપણું જાય, સુવર્ણ પ્રભાય, સમાધિ સુહાય; સુખપ્રદ૦
ગાંડો ઘેલો મનનો મેલો, પણ જો ગુરુની સ્હાય,
સઉથી પહેલો થાય, વહેલો ધાય, નિવારી અપાય;[2] સુખપ્રદ૦
કેસરિને કુલ અવતરતાં, ભુજ–બલ સ્વાભાવિક કાય,
નિસર્ગથી[3] જ સધાય, સકલ સદુપાય, મળ્યે ગુરુરાય; સુખપ્રદ૦
આંખો મીંચી બલથી બેસે, તો પણ ભાસ જણાય,
સૂર્યોદયથી સદાય, વૃથા નવ જાય, ગુરુની છાંય; સુખપ્રદ૦
સહજ પ્રયત્ને સહસ્રધા જે, ફલ દે નૃહરિકૃપાય,
સબલ પ્રયત્ન કરાય, સ્વગર્વ વિનાય, ( તો ) નગીન શું ન થાય?
સુખપ્રદ૦

न० पु० संघवी.

---

## श्रीइष्टना अपरिमित सामर्थ्यनुं भान करतो वृत्तिमां बुद्धिमति वचनो.

પદ. ૨૧ ( જો જો સખિ આ રહ્યો પેલો૦ એ લય )

જો તો સખિ ! એ પેલો આવે, વહાલો જે સારા વિશ્વને નચાવે.

---

૧ વેદ. ૨ દોષો. ૩ કુદરતી રીતે.

નાચ્યા જેનાથી જ્ઞાનિ, નાચ્યા જેનાથી મુનિ,
હાં રે એ તો ધ્યાનિતણા ધ્યાનને છોડાવે; વહાલો૦
વિષયી ને પામરને મુમુક્ષુને પણ એ,
હાં રે એક લટકામાં સહજે લપટાવે; વહાલો૦
રૂપરૂપનો એ અંબાર કંદરામાંથી,
હાં રે આવી દર્શન શાં દૈવી કરાવે ! વહાલો૦
એનાં પગલે તો ઐશ્વર્યો રેલાયે,
હાં રે એ તો દ્રષ્ટિથી અમૃત ફેલાવે; વહાલો૦
એની વાણીનું કોણ જાદુ જાણી શકે,
હાં રે એ તો સાનમાં રહસ્ય સમજાવે; વહાલો૦
ચાલ સખિ ! ચાલ, એનાં ચરણોમાં લેટવા,
હાં રે આપણ સઉએ અભિન્ન થઈએ હાવે; વહાલો૦

શ્રી જ૦ દેવી.

---

## श्री इष्टमां वृत्तिनी अचल स्थितिवाळा पुरुषोनी मति ज धन्य छे.

પદ ૨૨ (ધરો માથે મુકુટ વિશાળ૦ એ લય.)

ધન્ય ધન્ય આ વિશ્વમાં તે જ મતિ, જેની ઇષ્ટે સ્થિતિ; ધન્ય૦ ધ્રુવ
નાનાવિધિ દિવ્ય ભોગને જોઇ, પ્રકટતી [1]વિકૃતિ જેને ન કોઇ,
અચલ એવી જેની ઉપરતિ[2];
વ્યવહારમાત્રથી મોહ જવાથી, થાય ન થાય વા ઇષ્ટકૃપાથી,
ઉભયે [3]સમત્વ સતત સજતી; ધન્ય૦
કમલપત્રને જલમાં નાંખે, અલિપ્ત તોએ રહે અંગ આખે,
(એમ) ભોગે પડી, ત્યાં ન પણ પચતી; ધન્ય૦
દૂર વને તૃણને ગો ચરતી, વૃત્તિ ગૃહે સ્થિત [4]વત્સમાં ફરતી,
વ્યવહારે એમ જે ઇશ સ્મરતી; ધન્ય૦

---

૧ વિકાર. ૨ વિરાગ. ૩ સમપણું. ૪ વાછરડામાં

સિંહને ક્ષત લંઘન કદી થાયે, ઘાસનું તરણું તથાપિ ન ખાયે,
વિપદે [1]અતત્ત્વે ન તેમ ઠરતી; ધન્ય૦
ચાતક [2]તોયદવારિ લઈને, ટાળે તૃષા ન અવર જળ પીને,
હરિ લઈ, વિષયે ન તેમ જતી; ધન્ય૦
પતિવ્રતા અવર પુરુષને ન કયારે, મનથકી પણ ક્ષણ એક વિચારે,
(એમ) પ્રભુપતિવિણ અન્ય ના ચિંતતી; ધન્ય૦
ઉન્મુખ માંહિ પ્રયત્ને વહીને, નૃહરિમહેશ અભિન્ન લહીને,
શમી, જે પૃથક્ કદી ના પડતી; ધન્ય૦

છો૰

---

स्वरूपभानविस्मृत जीवने उपालंभ.

पद २३ ( नाम जपन क्यों छोड दीया, ए लय )

सत्य स्वरूप क्यौं भूल गया ?
जगत् न भूला, जीवत्व न भूला,
आत्माकुं क्यौं भूल गया ? सत्य०
निष्फल यह संसारबखेडा,
तामें क्यौं मशगूल भया ? सत्य०
क्षणभर जाकी हे सत्ता नहिं,
वासें क्यौं व्याकुल भया ? सत्य०
त्रिकाल अस्तित्व न हे जिनका,
वामें क्यौं अनुकूल भया ? सत्य०

---

૧ અતત્ત્વ જે દશ્યપ્રપંચ તેમાં ૨ વરસાદનું જળ.

ज्ञान पाइके अमर होईके,
अब तुं क्यों न अमूल भया ? सत्य०
गया और, पर ज्ञान मिला तो,[१]
सब कुछ जान वसूल भया; सत्य०

श्री उं०

---

## गुरुस्मरणनुं दिव्य अनुभवगान

પદ ૨૪ [ ચિતિદરીયે મળી જાજે, એ લય. ]

ગુરુવરનામની માળા, જપું હું તો, ગુરુવરનામની માળા.
કાઢ ત્યજી વિષયભોગના ઠાલા; જપું હું તો૦
વિરાગી બની મેં અહંમમગૃહથી, ઉરથી ભર્યા ઉચાળા,
ભક્તિકન્થા ભાવથી પહેરી, જોવા ગુરુ રઢીયાળા; જપું૦
અંતમુર્ખતાતણા અરણ્યે, ચરણો મારાં ચાલ્યાં,
સિદ્ધિતણી નદીઓ ઉલ્લંઘી, ઉલ્લંધ્યાં કોષધરનાળાં; જપું૦
ચિંતનની ઝાડીને ભેદી, ઉંડાં ઉંડાં હાલ્યાં,
હન્માનસસરપર આવી ત્યાં, પીધા અનુભવપ્યાલા; જપું૦
ત્યાંથી ચાલી ગગનગુહાપ્રતિ, જ્યાં ઐશ્વર્ય નિરાળાં,
ગુરુઐશ્વર્યનિધિ ત્યાં જોયો, તોડી અવિદ્યાતાળાં: જપું૦
પ્રભુકેરા એ પરમ ધામમાં, મહા મસ્ત થઇ મહાલ્યાં,
ગુરુસ્મરણે ગુરુઅનુગ્રહથી ઝટ, ઉદ્ધરી આ ગુરુબાલા; જપું૦

श्री ज० देवी.

---

૧ બધું કહાચ ગયું. પણ જ્ઞાન મળ્યું તો.

## जगदासक्त जीवने प्रश्न.

પદ. ૨૫ ગઝલ. ( જગતના નાથને જોયા વિના૦ એ લય. )

જગત્પ્રવૃત્તિમાંથી કંઇ તને પ્રભુ સાંભરે છે કે ?
જગત્ જોઇ થાકીને તારી, નજર પ્રભુપર ઠરે છે કે ?
જગત્‌ના સ્વાર્થસાધનમાં, અવિહિત કાર્ય આચરતાં,
પ્રભુના ડરથી મન તારું, કદી પાછું ફરે છે કે ? જગ૦
બીજાને ભોળવી લેતાં, બીજાનું ઓળવી લેતાં,
બીજાને કષ્ટ કંઇ દેતાં, પ્રભુખાતર ડરે છે કે ? જગ૦
જગત્‌ના ક્લિષ્ટ વ્યવહારો, બહુ ઝીણવટથી તું કરતો,
પરન્તુ તેની મધ્યે કંઈ, પ્રભુઅર્થે કરે છે કે ? જગ૦
જગત્‌ની વિનાશી વસ્તુ, સંઘરી, શ્રમ સહી ખાંતે,
અવિનાશી પ્રભુના નામને કંઈ સંઘરે છે કે ? જગ૦
પ્રભુવિણ સાચું નથી કાંઇ, કહ્યું શાસ્ત્રે અને સંતે,
અને હું તેનું તે કહું પણ, ગળે કંઈ ઉતરે છે કે ? જગ૦

શ્રી ઉ૦

---

## मानव जन्मनी अधमता अने उत्तमता.

પદ. ૨૬ ( મહિમા એનો મુખે કથ્યો કેમ જાય, એ લય. )

ગણના એની મનુષ્યમાં કેમ થાય, ગણના મનુષ્યમાં કેમ થાય.
ક્લેશ દ્વેષ ને દોષભાવના, જે ઉરમાં ઉભરાય,
અથવા શાન્તિ પ્રેમનું અમૃત, જે ઉર વહે સદાય; એની૦
જેનાથી એક દમડી પણ નહિ, પરઅર્થે વપરાય,
અથવા જેથી પરઅર્થે નિજ પ્રાણ અર્પી દેવાય; એની૦
જેનાં તનુમન્દિર વ્યાધિ ને મલિનતાથી ગંધાય,

અથવા જેના સ્પર્શમાત્રથી, પરના વ્યાધિ વિલાય; એની૦
જેની વાણી શુણુતાં અંતર્, ભયતાપથી શેકાય,
અથવા જેની શુણ્યે, અભય ને, પરમાનન્દ લહાય; એની૦
એકમાંથી સો, સોથી હજારો,-વિષયે વૃત્તિ ધાય,
અથવા જેની હજારથી સો, સોથી એકે શમાય; એની૦
એવા જન તો મનુષ્ય નહિ પણ, પશુથી અધમ ગણાય,
અથવા એવા જન મનુષ્ય નહિ, પણ દેવો જ મનાય; એની૦
પાછા જવું કે આગળ જવું તે, વિચારજો ઉરમાંહ્ય,
માનવજન્મ ઉભય બાજુએ, જીવને ધસડી જાય;
ફરી ફરી વિચારજો ઉરમાંહ્ય.
શ્રી ૩૦

---

## दुष्कृति ए विकासनो हेतु नथी.

પદ ૨૭ ( આપો જ્ઞાન શરણાગત જાણી, એ લય )

ના ના, જ્ઞાન ન આમ પમાતું,
કહો, યત્નવિના કો કમાતું ? ના ના૦
અહિં તહિં ફરીએ, વિવેક ન ધરીએ, સ્વદોષ ન હરીએ,
ક્યાંથી સુખ લહાતું, કહો પછી, ક્યાંથી સુખ લહાતું; ના ના૦
દુષ્ટ કૃતિથી, અવળી મતિથી, ભવજલધિથી,[1]
કદી નવ પાર જવાતું, સુકૃતિવિણ, કદી નવ પાર જવાતું? ના ના૦
નિંદ્ય વિચારે, ક્લિષ્ટ વ્યવહારે, ખોટા આચારે,
નથી નથી જ્ઞાની થવાતું, જીવનમાં, નથી નથી જ્ઞાની થવાતું; ના ના૦
રાગ ને દ્વેષો, હણ્યા ન આવેશો, ઉંચા ઉદ્દેશો-
ધર્યા ન તો, ગગને ના ચઢાતું, ઉન્નતિના, ધર્યા ન તો,
ગગને ના ચઢાતું; ના ના૦

---

૧ સંસારસમુદ્રથી.

વૃત્તિ નહારી, દૃષ્ટિ વિકારી, દશ્યે રમનારી,
ટળી ન તો દુઃખી થવાતું, વિષયથી, ટળી ન તો દુઃખી થવાતું; ના ના૦
હણી નિજ સ્વાર્થો, કરી પુરુષાર્થો, સાધ્યા પરમાર્થો,
જ્ઞાનનું બલ ઉભરાતું, તો જ ઉર, જ્ઞાનનું બલ ઉભરાતું; ના ના૦

પ્ર૦ બહેન.



## सदासर्वदा समस्थितिमां रहेवा मनप्रति शान्तवचन.

પદ ૨૮ ( જાગજો જીવનનિધે; એ લય. )

શાન્ત હો મન ! મન શાન્ત હો,
નિર્લેપ ને નિર્ભ્રાન્ત હો,
સમસ્થિતિમાં રહેવું એ વ્રત તારું આમરણાન્ત[1] હો.
આત્મજન કે શત્રુના, જવ શબ્દ માર્મિક તું સુણે,
હૃદય વીંધાવાસમો આવે સમય તેજ ક્ષણે—શાન્ત હો૦
કોઇ પ્રાણઘાતક વ્યતિકરસહ[2] (તુજ) દૃષ્ટિથી દૃષ્ટિ મળે,
ઉર વજ્રસમ આઘાત થાવા સમય આવે તે પળે—શાન્ત હો૦
લૌકિક અલૌકિક મોહના, જ્યારે પ્રસંગો આવતા,
તેમાંહિ તલ્લીન થવાને ઉરમાંહિ વિહ્વલતા થતાં—શાન્ત હો૦
ક્રોધ ભય કે શોક ચિન્તાદિ વિકારો અવનવા,
ઉઠે ઉરમાં પ્રબળતાથી ત્યાં જ તેહ દબાવવા—શાન્ત હો૦
સંસારની વિધવિધ અનુકૂલતા કદી કદી ભાળતાં,
હર્ષના ઉદ્રેક[3] ઉઠવા જાય ત્યાં સાવધ થતાં—શાન્ત હો૦
તારી અનુભવદૃષ્ટિમાં દૈવી ગુણૈશ્વર્યો રમે,
તેનું અહં ઉર ઉપજતું ભાળે તું મન ! તેવે સમે—શાન્ત હો૦

---

૧ મરણસુધી. ૨ બનાવથી. ૩ હર્ષનું અતિશયપણું.

હર્ષશોકથી રહિત રહેજે, જીતતાં કે હારતાં,
રાગદ્વેષાદિ વિકારો, જીવનમાંથી વિસારતાં—શાન્ત હો૦
સમસ્થિતિમાં રહી ચઢવા ઉન્નતિગિરિશૃંગમાં,
સર્વ કાળે, સર્વ વસ્તુ અને સર્વ પ્રસંગમાં—શાન્ત હો૦
શ્રી ઉ૦



## બ્રહ્મધૂન

[ આ ભાવના શ્રોતાએ ઝીલવાની છૂટ છે ]

પદ. ૨૯ ( આનંદ મંગળ ગાઓ૦ એ લય )

હું છું નિત્ય નિરંજન, હું સ્વતંત્ર સ્વાત્માનંદન,
હું નિઃસ્પંદન, પરમાત્મ ચિદ્ઘન બ્રહ્મ ૐ
હું છું સુખનિકેતન, સચરાચરવ્યાપક ચેતન; હું નિઃસ્પંદન૦
હુંમય સઘળું સર્જન, ને હુંમય સર્વ વિસર્જન; હું નિઃસ્પંદન૦
શ્રી ઉ૦



# ૩

## નમન નમન.

પદ ૩૦ ( કલિભારે પાતાલ૦ એ લય. )

નમન, નમન, તનમનધનજનઅન્તર્ગત ચેતનધન !
આત્મન્ ચિરન્તન,[૨] જય પરમાત્મન્ ! જય જય હૃદયાત્મન !
મોહફણિધરનું કરી મર્દન,
રચ્યું તેના શિરપર આસન,
છતાં છો પ્રેમલ પ્રાણ પ્રસન્ન,
મન્દ મન્દ સ્મિત વદને નાચો, થન થન થન થન થન; આત્મન્ !૦
અહો અદ્‌ભુત તમ શાં દર્શન !
ધન્ય આ ધન્ય ધન્ય જીવન,
વારી જાઉં તમપર ઓ ભગવન્ !
ઉપકૃતઉરથી[૩] કરું વન્દન વન્દન વન્દન વન્દન; આત્મન્ !૦

શ્રી ગુ૦

---

૧ શરીર, મન, ધનાદિ પદાર્થ તથા માનવ હૃદયના અંતરમાં રહેલ.
૨ અખંડ. ૩ ઉપકારભરેલા હૃદયથી.

## कुतर्कवादी बुद्धि त्यजी श्रद्धाने ग्रहण करवा उपदेश.

પદ. ૩૧ ( બાપુ પૈસાનો જોઇ ચળકાટ, એ લય. )

હવે મૂકો બુદ્ધિનો વિવાદ, કુતર્કમાં દોડશો મા,
પરિણામે પ્રકટાવે વિષાદ[1], ચિત્ત ત્યાં જોડશો મા.
જે બુદ્ધિ નાસ્તિકપણું લાવી, તર્કમાં ગુંચવે સદા,
જે બુદ્ધિ સંશયગ્રસ્ત કરી મન, ઉપજાવે આપદા;
શાસ્ત્રોતણા મર્મો ન લહી, માને ગપાટારૂપ જે,
જે માનતી પ્રત્યક્ષ કેવલ, બુદ્ધિ એ દુઃખરૂપ છે;
ઉર ગુંગળાવે તે બુદ્ધિવશ, માથામોઢ ઓઢશો મા; પરિણામે૦
અદૃશ્યને પ્રત્યક્ષ આ જગમાંહિ જે શ્રદ્ધા કરે,
સંભવિત હોય ન, સંભવિતરૂપ જેહ શ્રદ્ધાથી ઠરે;
પટ એવી શ્રદ્ધાનો દઇ, સંસ્કારી કરજો બુદ્ધિને,
જેના બળે લહેશો સહજ, આત્માતણી સમૃદ્ધિને;
તમે અશ્રદ્ધામય બુદ્ધિમાંહ્ય, કદાપિ પોઢશો મા; પરિણામે૦

શ્રી જ૦ દેવી.

---

## सन्मार्गगामी थवा जीवने सूचन.

પદ ૩૨ ( દરબારી કાનડો )

ક્યારે પ્રભુઅભિમુખ જીવ! થાશે?
વિષયાસક્ત મટી તું ક્યારે, પ્રભુઆસક્ત ગણાશે? ક્યારે૦
મોહ ધરી ધાતો સંસારે, ક્યારે પ્રભુપ્રતિ ધાશે?
ખાતો દૃશ્યતણાં દર્શન તે, અદૃશ્ય ક્યારે ખાશે? ક્યારે૦
અવગુણકથન ત્યજી જીહ્વાએ, ક્યારે ગુણ તું ગાશે?
જડચિંતન કરતો તે છોડી, ક્યારે સ્વરૂપ ચિંતાશે? ક્યારે૦

---

૧ ખેદ.

જગતસ્નેહરસપાન તજી ક્યારે, પ્રભુનો સ્નેહ પીવાશે ?
જીવે ભોગઅર્થે તો ક્યારે, પ્રભુને અર્થ જીવાશે ? ક્યારે૦
કષ્ટથી કાયર ! કષ્ટઉપર તું થી, ક્યારે પગ મુકાશે ?
પડતો પાછળ સાધનમાટે, આગળ કદા પળાશે ? ક્યારે૦
જીવભાવ ટળી તુજમાં ક્યારે, પ્રભુભાવ ઉભરાશે ?
જીવનમાં જોઉં વાટ તું ક્યારે, જીવ મટી શિવ કહેવાશે! ક્યારે૦

પ્ર૦ બહેન.

---

## प्राणनो निरोध करवा साधकोने निमंत्रण.

પદ ૩૩ (આવો આવો વિલાસી આ દાસીનો૦ એ લય.)

આવો આવો સાધીને પ્રાણવાયુ, આ મનને નિરોધીએ,
મન નિરોધીએ, શક્તિ બોધીએ;[1] આવો૦

દૃઢ આસન આરંભ સાધી વીર,
ધરી ધીર, બની સ્થિર, [2]લોમવિલોમે મળ શોધીએ; આવો૦

પછી સાધી ભસ્ત્રિકાદિ ભેદ,
થાવા ખેદનો ઉચ્છેદ, [3]ભુજંગી [4]ચાલને [5]પ્રબોધીએ; આવો૦

થાતાં કુંડલિનીનું ઉત્થાન,
કરે યાન, ચઢે પ્રાણ, જોઇ જોઇ ચમત્કૃતિ મોદીએ[7]; આવો૦

સુષુમ્ણામાં[8] પછી ચઢીએ ધરી પ્રેમ,
અચલ ક્ષેમ, આવે જેમ, બ્રહ્મરંધ્રે, પ્રાણમન ગોંધીએ; આવો૦

---

૧ કુંડલિની શક્તિ જાગ્રત્ કરીએ. ૨ લોમવિલોમ પ્રાણાયામવડે નાડીઓની શુદ્ધિ કરીએ. ૩ કુંડલિની. ૪ કંદના ચાલનવડે. ૫ જાગ્રત્ કરીએ. ૬ ગમન. ૭ આનંદ પામીએ. ૮ મધ્ય નાડી.

ન્યાળી નરહરિનાથ સ્વપ્રકાશ,
સર્વ પાશ, કરી નાશ, અનુભવ પંચમમાં ઠરી નોંધીએ;[૧] આવો૦
છો૦

---

## जोवनना प्रतिकूल प्रसंगमां अनुकूलबुद्धि धारण करनार इष्टनो अनुग्रह अनुभवे छे.

### પદ ૩૪ વેરાવળ.

નિકટ નિકટતર આવું છું, ગુરુ! આપની પાસે,
જવ પ્રતિકૂલ પ્રસંગને, ભોગવી લઉં ઉલ્લાસે; નિકટ૦
જે અનુભવથી જગત્ આ, રડતું હોય જ્યારે,
તેવા અનુભવમધ્યમાં, જવ હસી લઉં ત્યારે — નિકટ૦
હલમલાવી મનને મુકે, ફરી ફરી વાળી વિકારે,
ત્યારે નિગ્રહબળ ધારી, જો નવ ચળું તો તે વારે — નિકટ૦
ક્રોધ પ્રબળ જવ માહરા, અણુઅણુને પ્રજાળે,
તે જ ક્ષણે જો હું મનવિષે, શાન્ત થઉં તો તે કાળે—નિકટ૦
સ્વતંત્ર હોઉં (ત્યાં) સ્વાર્થ સાધવા, આવે લાગ ઘણોએ,
પણ તેને ત્યજી દઉં હું તો, તેની તે જ ક્ષણોએ — નિકટ૦
અધ્યાત્મસાધનમાં બહુ, સિદ્ધિઓને હું જોઉં જો,
છતાં પરમ વસ્તુમાં રહી, તેનાથી નવ મ્હોઉં તો — નિકટ૦
બાહ્ય પ્રસંગના રંગથી, મન મુજને જો રંગે,
તે ક્ષણ અન્તર્મુખ બનું, જો હું, તો તે પ્રસંગે — નિકટ૦
બાહ્ય ચિહ્ન કશું ના લહું, તોએ હરતાં ફરતાં,
આપ કૃપાપાત્ર લહું મને, તો એ શ્રદ્ધાને ધરતાં — નિકટ૦
શ્રી ઉ૦

---

૧ પંચમ ભૂમિકામાં સ્થિર થઈને જે સપ્તમ ભૂમિકાપર્યંત અનુભવ કર્યો હોય, તેને આ જગત્ના ઉપકારાર્થે લેખાદિદ્વારા પ્રકાશ કરીએ.

## आंतर वसंत

પદ ૩૫ ( અમકી ટેક હમારી, એ લય૦ )

રસરંગ હૃદય જમાવી,
આજ વસંત શી છાઇ;—
કુસુમ મનોહર તરુ તરુ ખીલ્યાં,
કોકિલ મસ્ત રહી ગાઇ,
પ્રિયમિલને અંતર્ રહે ઉછળી,
મધુર મધુર મલકાઇ;—
ઝણુણુ ઝણુણુ ઝંકાર નૂપુરના,
કુંજ નિકુંજની માંહિ,
શુણી થઇ વૃત્તિ લીન જ તેમાં,
અનુપમ રસથી લોભાઇ;—
ખેલ ખેલતાં રંગપીચકારી,
મારી શ્યામે લુપાઇ,
અંતર હરખી મતિ પ્રૌઢા એ,
અજબ રહી રંગે ભીંજાઇ;—

ચુનીલાલ જ૦ ઓઝા.

---

## वासनाना जयद्वारा मनने स्वरूपमां शमाववा उपदेश.

પદ ૩૬ (જન્મ ધરીને આવો રુડો રે, જગમાં તો૦ એ લય.)

આ જન્મમરણદુઃખ જાવાં રે, મનને તો,—
હરિમાં શમાવો રણધીર, સંભાળી રે જી. ટેક.
આ મન નિશદિન વિષય સેવીને, વિષયરસે જ લોભાણું રે જી,
નાના કલેશને અનુભવી એ વિધિ, ખોઇ રહેશો આ શુભ ટાણું રે; મનને૦

વિધવિધ સંકલ્પ વિકલ્પ રચીને, વિષયની વાસના વધારો રે જી,
વાસનાદ્વારા કર્મ રચો છો જેથી, મોક્ષનો ના'વે કદી વારો રે; મનને૦
કર્મથી અંતરમલ વધી વધીને, વિક્ષેપ દોષ જણાવે રે જી,
આવરણ ઉભય તેથી દઢ થઇને, ભવભયભાર તણાવે રે; મનને૦
તન્માત્રા પંચને જાગ્રત્ રાખીને, એ મન વિષયમાં ધાતું રે જી,
માટે ઇન્દ્રયનિગ્રહ કરીને, સદ્ય રોકી લો મન જાતું રે; મનને૦
પ્રાણુ અચલ નથી તત્ર લગી મન આ, ચંચલતા અહી વહેતું રે જી,
પ્રાણુનો જય કરી સ્થિર મતિ સ્થાપો તો, અચલ સુદઢ મન રહેતું રે; મનને૦
મન અને પ્રાણુનો જય કરી લેતાં, તત્ત્વજ્ઞાન સદ્ય થાતું રે જી,
જ્ઞાનાગ્નિથી વાસના દગ્ધ થઇ, જીવત્વ દુઃખદ વિલાતું રે; મનને૦
સુખ ચહો તો સમજીને વીરો, વાસનાસહ મન મારો રે જી,
વિષયરસે મન નિમગ્ન રાખ્યે તો, કલ્પે ન આવે સુખઆરો રે; મનને૦
સંયમ સાધીને વૃત્તિસહિત મન, જ્ઞેય ધ્યેયમાં વાળો રે જી,
નૃસિંહ ધ્યેય કે જ્ઞેયાકાર જ, મન કરી ભયભ્રમ ટાળો રે; મનને૦

श्रीमन्नृसिंहाचार्यजी.

---

## जीवनमां चैतन्य प्रकटाववा प्रभुप्रार्थना.

પદ ૩૭. ( કરું નમન, જગદીશ તે સ્વીકારજો, એ લય.)

જડ જીવન, પ્રભુ! મારું વિલાવજો, ને દૈવી બનાવજો.
પરમ ચૈતન્ય, જીવનમાં રેલાવજો, ને જ્ઞાને શોભાવજો,
મહાસિદ્ધિઓ રળાવજો.
કઇંક સમયથી હું મથું, કરવા જીવન ઉચ્ચ,
આપ કૃપાવિણુ નથી થતું,
કરુણા ફેલાવજો, ખેલાવજો, માગ્યું અપાવજો, ભક્તિ સધાવજો; જડ૦
શ્રદ્ધાપાયો સ્થિર કરી, કરજો જીવન દિવ્ય,
ફરી ન પડે ભવમાં કદી,

એવો ચણાવજો, ટકાવજો, ન દુરિતે ડોલાવજો, સુદૃઢ રખાવજો; જડ૦
પ્રેમ, દયા, ઔદાર્ય ને, આપી તત્ત્વવિચાર,
રમણીય આ જીવન કરો,
અવિદ્યા કપાવજો, ખપાવજો, આત્મબળ જમાવજો, બ્રહ્મપદ ભળાવજો;
પ્રભુમય જીવનમાં રહ્યું, વાસ્તવ અનુપમ સુખ,
તે અર્પી ભવદુઃખ હરો,
અહંમમ વિલાવજો, દીપાવજો, ઊર્ધ્વે ચઢાવજો, સ્વરૂપે શમાવજો; જડ૦

શ્રી જ૦ દેવી.

---

## आत्मस्वरूपनुं सतत अनुसंधान ए ज सद्विवेकीनुं कर्तव्य छे.

પદ ૩૮ ( નરવિણ જગમાં નારતણી, કિંમત કોડી કહાવે, એ લય. )

ચિદ્‌ઘન જોઇ સકળ સ્થળ અંતર્, કદી નવ મુઝાવું,
પરમાર્થથી આ દૃશ્ય જગત્ ના, થયું, થાતું કે થાવું; અંતરે૦
એક કાળ જે થાય પ્રતીત તે, સત્ય ન કદી ગણીએ,
સ્વપ્નતણી સૃષ્ટિને સાચી, જાગ્રત્માં કેમ ભણીએ; અંતરે૦
બનતું જે જે હમણાં, ક્ષણપછી, ભૂતમાં તે જાતું,
ક્ષણપછીનું વર્તમાન બનીને, ભૂતમાં સદા પળાતું; અંતરે૦
સ્થિર કશું આમાં છે ના પછી તો, શીદ મિથ્યા રોઇએ,
સર્વ કાળ સ્થિર નિજ ચિદ્રૂપે, હર્ષે કાં ના જોઇએ; અંતરે૦
રાજ્ય મળ્યું કે મળ્યું ધન અર્બુદ, વળ્યું શું વીર! તેમાં,
ઝાકળજળ ક્ષણપછી ન ટકે તો, મોહ ધરે કો એમાં; અંતરે૦
સોનાની અંબાડીઉપર, શું થયું કદી ચઢીએ,
અલ્પ સમયમાં નિશ્ચય પાછા, ભૂમિઉપર પડીએ; અંતરે૦
ઘડીમાં તડકો, ઘડીમાં છાયા, જેવાં ચોમાસે,
દૃશ્યનાં સુખ લહી તદ્વત્ તેમાં, રહીએ ના વિશ્વાસે; અંતરે૦

દુઃખ ને સુખ છે મનની ભ્રમણા, સમજી વિચારે,
આત્મસ્વરૂપમાં રમીએ, ફળી ના, હર્ષશોકને ગારે; અંતરે૦
શરદૃતણા નિર્મળ નભથી પણ, નિર્મળ નિજ ચિતિ,
પ્રશાંતિ જેની ન જાએ કલ્પી, જ્યાં નથી આદિ ધૃતિ; અંતરે૦
ચિતિરૂપ આ છે પ્રાપ્ત સદા તે, જોઇ જોઇ હરખાવું,
અસંખ્ય ગંધર્વનગરનું છોને, થાય ઉપજવું જાવું; અંતરે૦
જડરૂપ બાહ્ય વિચરવું અંતર્, બોધસ્વરૂપ રહેવું,
ગ્રહણત્યાગ બહિરંતર ન સજી, કાંઇ ન લેવું દેવું; અંતરે૦
જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિ આદિ, સર્વાવસ્થામાં,
ચિદ્રૂપ ચિંતી ચિન્મય બનીને, ભમીએ ના ફરી ભામા; અંતરે૦
છો૦

---

## प्रभु क्यारे हसे छे ?

પદ ૩૯ ( પ્રભુ આપ કયારે હુંથી છૂટા થાશો, એ લય. )

પ્રભુ આપ કયારે હસો તે મેં જાણ્યું,
તમ અંતરને મેં પીછાણ્યું; પ્રભુ૦
બાપજન્મારામાં નિજ હિતકાજે ન, આપનું નામ દેવાણું,
તેણે બીજાને પ્રબોધવા મુખપર, જ્યાં આપનું નામ આણ્યું;
પ્રભુ આપ ત્યારે હસો એ મેં જાણ્યું.
અંતર ધિક્કારે તોય ઉપરથી, મ્હોટું જાય વખાણ્યું,
જાણે બધું, છતાં છલથી મનુષ્ય જ્યાં, મુખ કરી બેસે અજાણ્યું;
પ્રભુ આપ ત્યારે૦
પોતે તો ત્રણગણું ખાય ને બીજાને, કે' જ્યાં મોઢું કરી શાણું:
" ઓસડજેવું સમજી ભાઇઓ ! આપણે ખાવું ખાણું;" પ્રભુ૦
જૂઠાં નિમિત્તો કહાડી વટાવે, દાન દેવાતણું ટાણું,
ને પછી મુછો મરડી વિચારે, કેવું બચાવ્યું મેં નાણું ! પ્રભુ૦

પોતાને સંધ્યા–પૂજાદિ કર્મો, ભક્તિનું ભાસે ધીંગાણું,
અન્યને સનાતની સમજાવવા, ભડાક ટીલું જ્યાં તાણ્યું; પ્રભુ૦
આવડે નહિ બ્રહ્મઅક્ષર ને થઈ–બેસે 'જાણું'માનું છાણું,'
ને વળી મનથી જાણે જે ઠીક મેં, પાંગળે ઉંટ પલાણ્યું; પ્રભુ૦
કટાક્ષમય આપ હાસ્ય જો જાતને, હાનિકર ન પ્રમાણ્યું,
પસ્તાઇ સાવધ ના થયો તેનું, જીવન ધૂળમાં રોળાણું; પ્રભુ૦
શ્રી ઉ૦

---

## रामनामनी धून लगाववा प्रबोध.

પદ ૪૦ (તમે એક વાર મારે ઘેર આવજો રે, એ લય)

તમે એકવાર ધૂનને લગાવજો રે, રામનામની.
તમે ધૂનથી ત્રિલોકને ડોલાવજો રે; રામ૦
વૈખરીથી નહિ, મધ્યમા ને, પશ્યંતી પરાથી[1] બોલાવજો રે,
કંઠકૂપેથી નહિ, પણ બ્રહ્મરંધ્રેથી,
રામધ્વનિ, ગર્જાવજો—ગર્જાવજો; તમે૦
ધૂનથી એકલો વાયુ ન ભેદશો, અંડકટાહ આ ભેદાવજો રે,
ગગનને ભેદીને પાર વળી જાજો,
સૂક્ષ્મવિષે છવરાવજો—છવરાવજો; તમે૦
શબ્દાકારથી અર્થાકારમાં, લક્ષણામાં રામ લાવજો રે,
સ્થિર ત્યાં થઇને ક્રમે ધ્યાને પ્રવેશી,
એકમેકને ઓળખાવજો—ઓળખાવજો; તમે૦
ઉરમાં રામ રમાડી રહેજો, જુદા તમે ન પછી કહાવજો રે,
ભાન આ વિસારી રામમાં વિરામ પામતાં,
રામરૂપે સોહાવજો–સોહાવજો; તમે૦
શ્રી ઉ૦

---

૧ સર્વ પ્રકારની સૂક્ષ્મ વાણીવડે.

## इष्टने बालरूपे उपासनार बालकनी बाळभावे प्रार्थना
[ बालगीत ]

पद ४१ ( अच्छा मेरा दीनानाथ, मेरी० ए लय. )

छोटासा अय छयल छबीला ! पास मेरी आना,
पास मेरी आना कहाना ! गले मुझे लीपटाना;
छोटासा अय छयला ! पास मेरी आना.
खाना दउंगा, पीना दउंगा, हरदम तेरी साथ रहुंगा,
मत गभराना, रात मेरी पासमें सो जाना;
छोटासा अय छयला०
और नहि कुछ करना कहेना, तेरेसें कुछ हय नहि लेना,
दोनो आंख मिलाके खाली, हसना और हसाना;
छोटासा अय छयला०
छोटा तुं हे, छोटा हुं में, प्रीत बढेगी वामें,
आव प्यारे ! झल्द आके, दिलसें दिल मिलाना;
छोटासा अय छयला०
आनेमें कभी पास मेरी, दखल करे जो माता तेरी,
मा सोवे तब दबे पाउंसें, चुपकीसें चल आना;
छोटासा अय छयला०
खान पान खीलोंना[१] सुन्दर, जो चहावे सो सब कुछ हाजर,
अव तुं आवे तो बन जावे, बात सोला आना;
छोटासा अय छयला०
भो उ०

---

१ રમકડાં.

## બ્રહ્મ-ઘેન

પદ ૪૨ (મારા નાથના આશ્રયમાંથી, એ લય)

મને બ્રહ્મતણી ચઢી લ્હેર,
જોઉં બ્રહ્મ હું ઠેરે ઠેર,
જોતાં દીસે નહિ ચોમેર,
જડ-ચેતનકેરો ફેર.
સર્વનું આદિ મધ્ય ને, જેને કહે છે અન્ત,
સર્વ વસ્તુ-સ્થિતિમાં મને, બ્રહ્મ જ દીસે અનન્ત,
જે છે બીજાની દૃષ્ટિમાં ઝેર,
જોઉં તેમાં હું અમૃતસેર;
કઈંક જનોને ભાસતો, હું તું તેનો ભ્રમ,
ઘેનઘેલી મુજ દૃષ્ટિમાં, દીસે બ્રહ્મ જ બ્રહ્મ,
જ્યાં છે બીજાને કારમો કેર,
ત્યાં હું અનુભવું બ્રહ્મની મહેર; મને૦

કેફ ચઢી આ કારમી, કો ન ઉતારણહાર,
ચઢી ઉતારે તેહના, જીવનને ધિક્કાર,
બીજા ક્લેશ જુએ તો ખેર,
હું તો જે જોઉં તે આનંદભેર; મને૦

બ્રહ્મ બ્રહ્મને ભાળતું, વદે બ્રહ્મશું બ્રહ્મ,
બ્રહ્મ બ્રહ્મને અનુભવે, ઘટના એહ અગમ્ય,
બીજાને લાગું ઘુમતો શહેર,[1]
મને ભાસતું ઘેરનો ઘેર;[2] મને૦

શ્રી ઉ૦

---

૧ વિવિધરૂપે સહમાં પ્રસરતો. ૨ પોતાના સ્વરૂપમય-પોતાના વાસ્તવ સ્થાનમાં.

## ૪

# ब्रह्मानन्दप्रति नमन.

પદ ૪૩ ( નાનકડી નાજુક નાર; એ લય. )

જય જય હો બ્રહ્માનન્દ ! તુજને નમન નમન.
તુજ દર્શનથી ભવશ્રમન–શ્રમન; (૨) જય૦
તારા પરમ પ્રસાદની કણિકા પામવા,
કરે બ્રહ્મા વિષ્ણુ રુદ્ર
તુજપ્રતિ ગમન–ગમન, કરે ગમન ગમન; જય૦
મહા મુક્તત્વ લહાતું તારા રૂપમાં,
ત્યાં પછી તે શાનું હોય,
ઇન્દ્રિયદમન દમન, ત્યાં દમન દમન; જય૦
જે મન અનન્ત આકારો ક્ષણમાં રચે,
તે તને સ્પર્શતાંમાત્ર,
થઇ જતું અમન–અમન, થતું અમન અમન; જય૦
રેલંતાં અમે અહોનિશ તુજ રસાર્ણવે,
વિશ્વે ખેલીએ અખંડ,
રહી બ્રહ્મન્ બ્રહ્મન્, બ્રહ્મન્ બ્રહ્મન્; જય૦
શ્રી ઉ૦

## चेतवणी.

પદ. ૪૪ ( શુણી શિશુની પ્રભુ આજે૦ એ લય. )

ચેતો ચેતો અરે નરનારિ રે ! આવે આ પેલી કાળની સ્વારી રે.
સજ્જ રહો શસ્ત્ર અસ્ત્ર સજીને, કરજો રક્ષણુતૈયારી રે; ચેતો૦
જુઓ જુઓ છોડી રહી, અતિ કારમા બાણ,
આ લીધો કે લઇ જશે, સહજ સમયમાં પ્રાણ;
રાખો રાખો સાવધતા ભારી રે, આણો અણીને ટાણે હોંશીયારી રે; ચેતો૦
જ્ઞાનદુર્ગમાં પેસજો, વજ્રકોટ કહેવાય,
ત્રિકાળમાં ત્રુટે ન જ્યાં, કાળનું વળે ન કાંય;
છોને તોપો છોડે પ્રાણુહારી રે, પણ તમને ન તે સ્પર્શનારી રે; ચેતો૦
અમૃતકૂપો દિવ્ય છે, નિજ નાભિની માંહ્ય,
તે રસમાં સર્વાંશથી, જો રસરૂપ થવાય,
જાણો તો યમદંષ્ટ્રા નિવારી રે, કાળ પાછો જશે ઝખ મારી રે; ચેતો૦
અમન ચમન કરતાં કદી, કાળ નહિ વશ થાય,
વિલાસ જગના ભોગવ્યે, જરુર વિનાશ પમાય,
કરવા શત્રુની પૂર્ણ ખુવારી રે, થજો શિવતત્ત્વઆશ્રયધારી રે; ચેતો૦
તત્ત્વજ્ઞાન ને ધ્યાનનું, મેળવી રણુસાહિત્ય,
પ્રણુવનાદરણુતુરવડે, ગજવો રણુ થઇ અભીત,
કાળે મ્હોડે જશે કાળ હારી રે, નિશ્ચય જયસિદ્ધિ થાશે તમારી રે; ચેતો૦

श्री ज० देवी.

---

## अनन्याश्रयी साधकना उपास्यप्रति उद्गार.

પદ ૪૫ ( અમે સઉ એક ઝાડની ડાળ—એ લય. )

અમે પ્રભુ ! એક આપના દાસ,
આભ–અવનિ બે એક થાય પણ, ત્યજીએ ન એ વિશ્વાસ; અમે૦
અન્ય ઉપાસ્ય ભલેને અનવધિ, સિદ્ધિપ્રદાતા હોયે,
આપ ભલેને અનવધિ દુઃખો, અમને આપો તોયે — અમે૦

અન્યને ઉપાસો, ઈશ્વરસરખો, થાય ભલે એક જંતુ,
સિદ્ધિરહિત અમે સઉ વિશ્વે, રહીએ ભલે, પરંતુ — અમે૦
અદ્‌ભુત બળ કે શક્તિ અલૌકિક, શકે અન્ય કો આપી,
ભલે શક્તિ કે બળહીન રાખો, અમને નિત્ય તથાપિ — અમે૦
સંસૃતિસાગરમાંહિ[1] તવ પદનાવવિષે અમે બેઠા,
આપને અધીન છઈએ, તારો, અથવા પાડો હેઠા; અમે૦
અમ કલ્યાણનિકેતન[2] જાણી, આપનો આશ્રય લીધો,
સુખ વા દુ:ખ દેવાનો તમને, પરવાનો અમે દીધો; અમે૦
થયા આપના કોટિકલ્પે, અન્યતણા ન થનારા,
નરહરિ સ્વામિન્ ! એહ ટેક અમ, આપ જ નીભાવનારા; અમે૦

શ્રી ઉ૦

---

## प्रगति साधवा माटे साधके वाणीनो शुद्ध उपयोग करवानी जरूर छे.

પદ. ૪૬ ( જોવાને વિશ્વવિહારી, એ લય. )

થવા પ્રગતિ અતિ મારી, બોલીશ હું વાણી વિચારી રે; થવા૦
કાઢીશ નહિ કદી ઉદ્‌ગાર દુ:ખના, જેની ને તેની સમીપ,
અંકુશ વાણીઉપર ધારી; બોલીશ૦
રસપૂર્વક ના નિન્દા કરીશ હું, કોઈની કદાપિ લગાર,
થવાને ઉંચો અધિકારી; બોલીશ૦
ભૂત ભાવિની ને આની ને તેની, વાતમાં ગાળું ન કાળ,
નકામા ગપાટાઓ મારી; બોલીશ૦
દીનતા, દુર્બલતાભર્યા વચનો, બોલી બનું ન કંગાલ,
સાચું સામર્થ્ય સંભારી; બોલીશ૦

---

૧ સંસારરૂપી દરીયામાં. ૨ કલ્યાણ કરનાર.

હૃદયથી વૈરીભાવ ત્યજીને. શત્રુને કહીશ હું 'ભાઇ,'
આત્મપ્રેમને હું પ્રસારી; બોલીશ૦
કોઈની કોઇને ચાડી કરીને, વધારું ના વૈમનસ્ય,[1]
સૌમાં સ્નેહને ભરનારી; બોલીશ૦
ક્રોધથી મર્મવચન કહી અન્યનું, હૃદય ન લેશ દહીશ,
રોકીશ વાણીવેગો વિકારી; બોલીશ૦
સર્વમાં દૃષ્ટિથી શુભને નિહાળી, બોલીશ સહુનું શુભ,
સહુ તત્ત્વરૂપ સ્વીકારી; બોલીશ૦
વાણીવડે શુદ્ધ ભાવથી નરહરિ પ્રભુનાં કરી ગુણગાન,
લઇશ હું મુજને ઉદ્ધારી; બોલીશ૦

પ્ર૦ બહેન.

## महापुरुषत्व पामवानी मिथ्या वासना सेवनार प्रमादीने उपालंभ.

પદ ૪૭ ગરબી ( જીવ જગના પતિને. એ લય. )

શું તું સાધી શકીશ જગે જીવડા રે,
તને પુરુષાર્થનો ન લાગ્યો નાદ,
છતાં મોટો થવા તું ચહે અતિ રે.
કોઇ જાતનો નિરોધ નથી સેવવો રે,
તને વાતનો વધ્યો છે ઉન્માદ;
અને જીવનમાં કાંઇ કરવું નથી રે.
ગુરુસેવા કે સંયમ ન સાધવાં રે,
છતાં થાવા ચહે વિશ્વવંદ્ય; અને૦
ત્યાગ તિતિક્ષા કે ધ્યાન ન સેવે છતાં રે,
ચહે થાવા વિવેકાનન્દ; અને૦
થવા તીર્થંકર, અર્હંત તું તો ચહે રે,
પણ ત્યજતો ના સ્વાર્થતણો અંશ; છતાં૦

---

૧ વિરોધ.

ભાવાવેશ ભક્તિતણો ઉઠે ના છતાં રે,
　　　　થવું ચહે રામકૃષ્ણ પરમહંસ; અને૦
સબલ ઉપાસનામાં ન મન પરોવવું રે,
　　　　તોએ થાવું રામદાસ સમર્થ; અને૦
અખંડિત બ્રહ્મકેરા ચિન્તનવિના રે,
　　　　તું તો જાણે થાઉં હુંય રામતીર્થ; અને૦
જીવનમાં ન યમનિયમ વિરાગ પાળવા રે,
　　　　પછી કેમ કરી મહાત્મા થવાય; છતાં૦
પણ એમ તો ન ઉચ્ચ સ્થિતિ આવતી રે,
　　　　પ્રમાદથી ન પ્રભુતા પમાય; છતાં૦
માટે ઇચ્છા થવાની ઉચ્ચ હોય તો રે,
　　　　પ્રબલ સાધજે અખંડિત પ્રયત્ન;
　　પછી સહજે થઇશ તું મહામતિ રે.
અંતરાત્માનું આલંબન ધારીને રે,
　　　　ગુરુકરુણાથી પામ ઇચ્છયું રત્ન,
　　　　અને મેળવ આ જન્મે ધારી સ્થિતિ રે.
　　　　　　　　　　　　શ્રી ઉ૦

---

## इष्टाश्रय परम निर्भयताजनक छे.

[ बालगीत ]

(—આ પદ શ્રોતાવર્ગ ઝીલી શકે છે—)

પદ ૪૮ (આલી આ તે શી બીમારી૦એ લય)

હરિના બોલની બલિહારી, હરિના કોલની બલિહારી.
હરિનું નામસ્મરણ ક્ષણક્ષણમાં, પ્રાણ ભરે ઉર ભારી,
પ્રાણ ભરે છે ભારી, હરિના નામપર જાઉં વારી; હરિના૦

નિર્ભયતા છે, નિશ્ચિન્તતા છે, અંતરૂમાં તેને દઢતા છે,
નિજની પરની હરિપર મુકી, જેણે જવાબદારી; હરિના૦
હરિજેવા પર કૃતિમનવેણે, રાખી શક્યા વિશ્વાસ ન તેણે,
જરૂર જાણો જગે જન્મીને, જીવનભર ઝખ મારી; હરિના૦
શ્રી ઉ૦

## उपकृतिस्तुति.

પદ ૪૯ (શું કહું કથની મારી૦ એ લય.)

અંજનીયાં એવાં આંજ્યાં, નાથ! ઉઘડ્યાં અંધ નયનીયાં.
પ્રભો! જડમાં ચેતન ભરીયાં નાથ! તાર્યાં શિશુજીવનીયાં.
ઘોર તિમિરભર્યા નિબિડ[1] અરણ્યે, સઉ બહુ દિન આથડીયાં,
કરુણારશ્મિપ્રપાત[2] થતાં તવ, ચરણકમલમાં પડીયાં; નાથ! ઉઘડ્યાં૦
તરફડતાં અમે પ્રાણવિહોણાં, સુકાતાં સરવરીયાં,
ઓચિંતા ઘનવર્ષણ[3] થાતાં, મધુર સરોવર ભરીયાં; નાથ! ઉઘડ્યાં૦
મૂગાને તમે વેદ ભણાવ્યા, લોહ કનકરૂપ બનીયાં,
દીનબન્ધુ! તમ દયાપ્રતાપે, પંગુ શિખરપર ચઢીયાં; નાથ! ઉઘડ્યાં૦
મસ્તાનાં બની મુક્ત વિહરીએ, મદમાતાં મોહનીયાં,
સદ્‌ગુરુ ઉપેન્દ્ર મળતાં થાયે, મનમાં કંઇ તનમનીયાં; નાથ! ઉઘડ્યાં૦

દલપતરામ.

## प्रमादादि दोषनी निवृत्तिपूर्वक पुरुषार्थने धरवा जीवोने प्रबोध.

પદ ૫૦ રાગ દેશ.

આલસ્યાદિ દોષ નિવારો, પુરુષાર્થ હૃદયમાં ધારો. ટેક.
પ્રમાદ આદિ દોષો રિપુસમ, પ્રતિદિન કરતા ધસારો,
યુક્તિ ગ્રહી, બલહીન રિપુ કરીને, ક્રમથી સમૂલ સંહારો; પુરુષાર્થ૦

---

૧ સહજે પ્રવેશ ન થાય એવું. ૨ કૃપારૂપી કિરણોનું પડવું. ૩ મેઘવૃષ્ટિ.

જે જે કાર્ય ગ્રહો કરવાને, સિદ્ધ થવા જ વિચારો,
વિઘ્ન અનેક નડે, પણ ન ડરી, સાધકયુક્તિ સંભારો; પુરુષાર્થ૦
પૂર્વે ભગીરથ રાજાએ જેમ, યત્ન આરંભ્યો સારો,
ઇપ્સિત અર્થને સાધી વિરામ્યો, તેમ કરો, નવ હારો; પુરુષાર્થ૦
પદાર્થનિર્ણય કીધો કણાદે, વેઠીને કષ્ટ હજારો,
તેમ ધરી દૃઢ યત્ન વિવેકે, કુલ, જ્ઞાતિ, દેશને તારો; પુરુષાર્થ૦
ટિટ્ટિભ પક્ષીએ રોષ ધરી જલ-નિધિપર ચલવ્યો મારો,
ટિટ્ટિભન્યાય સ્મરી તે આજે, રિપુબલ સદ્ય વિદારો; પુરુષાર્થ૦
અસંખ્ય અસુરોએ તપ કરીને, વર ગ્રહી કીધા કુકારો,[1]
તેમ ન કરી, પણ વરસુખ મેળવી, દુ:ખથી જીવોને ઉગારો; પુરુષાર્થ૦
જીવ સકલ આ જગમાં સહે છે, ત્રિવિધિ તાપતપારો,
ધીર વીર કો ધરામાં પ્રકટી, સુખશાંતિ દઇ ઠારો; પુરુષાપાર્થ૦
નિજ પુરુષાર્થવડે આ અગસ્ત્યે, ઉદધિ કીધો ખારો,
નૃસિંહ નથી શુભ યત્નવિના, આ-જગમાં નિર્ભય આરો; પુરુષાર્થ૦

---

## विघ्नउपाधि कोने प्राप्त थाय छे.

### પદ ૫૨ (તારી કુબ્જાસેં મન રાજી-એ લય.)

"'અરે ઓ વિઘ્ન-ઉપાધિવૃન્દ! કહો તમે કયાં ચલાવ્યાં આજ?
"કહો તમે કયાંથી આવ્યાં, તમને કોણે મોકલાવ્યાં આજ?" અરે૦
બોલ્યાં સઉ: 'અમે મનુષ્યમનથી,-સર્જાયાં,- ઉછર્યા ચિંતનથી,
'અમે ન કોઇને ઘેર જતાં કદી, વણ બોલાવ્યાં આજ; અરે૦
'બેસે લમણે હાથ દઇ જે, નિરાશ નિરુત્સાહ થઇને,
'તેવાં ઢીલાં જને અમો સઉને ઉપજાવ્યાં આજ; અરે૦
'જ્વલંત શ્રદ્ધા, આશા જેને, ફરકે ન ત્યાં અમ પગ, પણ તેને-

---

[1] ખોટાં કર્મો.

'નમસ્કાર નવ ગજના કરી, અમે ભાગી આવ્યાં આજ; અરે૦
'જેણે અમારી આશા રાખી, ભયથી રક્ષા જે અમને ઝાંખી,
'જઇએ (તેને) ત્યાં, કાં જે તેણે, અમને તેડાવ્યાં આજ;" અરે૦

શ્રી ઉ૦

---

## ઉપાસ્યવસ્તુને આંતર શોધતી વૃત્તિના ભાવો તથા સન્નિશ્ચય.

પદ ૫૨ (એ બંસરીથકી વનમાલી; એ લય.)

કંઇ ચટપટી થતી સખિ! ભારી,
અંતર્ શોધું, બાહિર્ શોધું,
જડતી ન વસ્તુ મારી; કંઇ૦
પ્રાણે પ્રવેશી, બુદ્ધિએ બેશી,
જોઉં છું ધારી ધારી,
હૃદયને ડ્હોળું, મુર્ધમાં ખોળું,
જોઉં હું ત્રિકુટીઅટારી; કંઇ૦
આગળ ભટકું, પાછળ ભટકું,
જોઉં જલ ડુબકી મારી,[૧]
કોણ પ્રદેશે, કેવે વેષે,
ક્યાં એ, શકું ન વિચારી; કંઇ૦
ક્યાંહિ ન મળતાં, વધે વિકળતા,
હરિ! હરિ! હું હારી,
મારી વસ્તુ મળે ન મુજને,
એ કેવી લાચારી; કંઇ૦
સહસ્ર જીવન જાય તોય સખિ!
પ્રયત્નથી ન ચળનારી,
અમર વસ્તુની અમર આશ ધરી,
વસ્તુ મેળવનારી; કંઇ૦

શ્રી જ૦ દેવી.

---

૧ નાભિપ્રદેશમાં.

# और क्या ?

पद. ५३ गझल. ( न्यारी स्थिति, आ० ए लय. )

हरदम हमेरेमें ही हम अलमस्त हे, फिर और क्या ?
मृत्यु झुझे सिर तौभी उर हम स्वस्थ हे, फिर और क्या ?
भयसें फफडनेवाले डरके मारे हो भयमय मगर,
भयमात्र हमसें सतत भयभीत होत तो फिर और क्या ?
सब दुःख आप हि होत दुःखी, बस हमीकों देख कर,
जब दुःख ही दुर्बल बना तो-तो रहा फिर और क्या ?
सब जानेवाली चीझ आगुसें ही हम खो देत हें,
अविनाशी वस्तु एक केवल हम रहे फिर और क्या ?
निसबत न कीसीकी, ना कीसीकी, रखते हय मोहबत कभी,
जब सब स्पृहाकुं छोडके, निःस्पृह भये फिर और क्या ?
जगकुं जलाया और हमरे-पनाकुं भी जला दीया,
जहां आपकुं बस आपही भूल गये तो फिर और क्या ?

श्री उ०



# भारतनी उन्नति करवा ईश्वरने प्रार्थना.

## પદ ૫૪ ( અદ્‌ભુત રચના શી આહા !—એ લય )

ભારતની ચઢતી, કરજો, હરજો, ભય જગરાય.
ઘર ઘર સઉ જન સુખી થાય, તનમનબળથી સોહાય,
દારિદ્ર ન પણુ ક્યાંહિ જણાય, કૃતયુગ સર્વ સ્થળે વર્તાય; ભારત૦
બ્રાહ્મણથી બ્રહ્મત્વ ગ્રહાય, ક્ષત્રિય ક્ષાત્રપણાને સ્હાય; ભારત૦
કૃષિવાણીજ્યે વૈશ્ય વહાય, શૂદ્રે સેવાથી ન ચળાય; ભારત૦
વેદધ્વનિ ગંભીર શુણાય, યજ્ઞોનો ધૂમ ગગને જાય; ભારત૦
ગુરુકુળ સ્થળ સ્થળ રમ્ય સ્થપાય, બ્રહ્મચર્ય દૃઢ પુનઃ પળાય; ભારત૦
શમદમ દૈવી ગુણ સધાય, સ્ત્રી, ગો, વિપ્ર ન કોથી દમાય; ભારત૦
વર્ણાશ્રમધર્મો રક્ષાય, અધર્મ દુષ્ટાચરણ દળાય; ભારત૦
નાસ્તિકતા નજરે ન ભળાય, દો વર વિનવી નમીએ પાય; ભારત૦
છો૦

## स्तवन.

[—बालगीत—]

પદ ૫૫ [ રાગ રંગ, બજત ઢંગ નિરખત હે૦ એ લય ]

પરબ્રહ્મ, પરમ રમ્ય, પ્રિયતમ ગુરુ રા...યા. !
ધન્ય ધન્ય સચ્ચિતિમય ! સદયહૃદય ! જય જય જય !
અનુપમ વત્સલ, આપ ને મહાત્મા...યા; પરબ્રહ્મ૦
અનાદ્યંત ! નિખિલવંદ્ય ! આજ બની સુભાગ્યવંત,
સુપ્રણત બાલિકા—બાલકે, પદ સ્હા...યાં; પરબ્રહ્મ૦
થઇ અમિત પ્રફુલિત, શ્રદ્ધાન્વિત અનુગ્રહીત,
નિજ અભયપદે મ્હાલીયે, ગ્રહી છા...યા; પરબ્રહ્મ૦

શ્રી ઉ૦

---

## हरिगुरुमां मतिने प्रेमयुक्त करवा साधकोने निमंत्रण.

પદ ૫૬ [ના રીસાઇએ સખી રસીયાથી ના રાધિકા રીસાઇએ, એ લય]

આ ભીંજાવીએ મતિ, હરિગુરુથી ભીંજાવીએ મતિ,
હરિગુરુથી હે સાધકો ! ભીંજાવીએ.
મોહને તોડીને, મમતા છોડીને, જોડીએ હરિશું પ્રેમ,
જીભથી નામ ન મુકીએ હેઠું, ચાલે ઘટિયંત્ર જેમ; આ૦

કુંદન ઉંચાને પરખી લઈએ, પીતળથી તત્કાળ,
ઉપરના ઓપથી અંજાઈએ નહિ, જોવો વસ્તુનો માલ; આ૦
ક્યાં હરિને ક્યાં દૃશ્ય વિષય આ, ક્યાં સૂર્ય ને ક્યાં ખદ્યોત,
એક દે જીવન, અન્ય ધીરે ધીરે, હણી જીવન દે મોત; આ૦
એ જ વિષય નિજ વિષને ત્યજીને, અમૃતસમ થઈ જાય,
હરિગુરુભક્તિના રંગથી, અંતરબહિર જો રંગાય; આ૦
ઉપેન્દ્ર નરહરિ પ્રભુમાં આવો, મનમતિ કરીએ લીન,
અમૃતપાનથી તૃપ્ત થઈને, ફરીએ નિત્ય અદીન; આ૦
છો૦

---

## सर्वने सद्गुरुनी आवश्यकता.

### पद ५७ राग कानडो.

विनसद्गुरु जय किनको भयो है. टेक.
सुरपति इन्द्रराय कहावे, ब्रह्मासे जीने ज्ञान लीयो है; विन०
सद्गुरुसंग कीयो है जनकने,
राज कीयो तोभी मुक्त कह्यो है; विन०
रामचन्द्र रघुकुल जायो, गुरुप्रताप त्रिताप दह्यो है; विन०
यदुकुल श्रीकृष्ण ब्रह्म कहाये, तोभी गुरुसें भेद ग्रह्यो हैं; विन०
पंडुपुत्र प्रतापी सुने है, गुरुसहायसें जयकों चह्यो है; विन०
सुरपति आदि अनंत भये है, नृसिंहकृपाबिन पद ना लह्यो है.

श्रीमन्नृसिंहाचार्यजी.

---

## निःस्वार्थ वृत्ति ए स्वपरनुं हित साधनार छे.

પદ ૫૮ ( સાર આ સંસારમાં ન જોયો, એ લય. )

સ્વાર્થની કરોને આજ હોળી, ઓ સ્વપરસત્સુખાભિલાષિઓ ![1]
સ્વાર્થની કરોને આજ હોળી.
ઉચ્ચ ઉચ્ચ સાધવા સર્વ કાંઈ ત્યાગો, આખર દો દેહને પણ રોળી; ઓ૦
આપોને દાન કંઇ, લંબાવી હાથને, રડવડતાં રંક જનો ખોળી; ઓ૦
સ્વાર્થને સાધવા છળશો ન કોઇને, મિઠાં વચન મુખે બોલી; ઓ૦
કોઇને ન ગુંચવશો કદીએ બીછાવી, સ્વાર્થતણી જાળ લાંબી પહોળી; ઓ૦
ચાતું જો હોય ભલું કોઇનું તો સ્વાર્થથી, નાંખશો ન તેનું કામ ડહોળી; ઓ૦
સંકુચિત સ્વાર્થતાને પલટીને રાખજો, સર્વાત્મભાવે દૃષ્ટિ બહોળી; ઓ૦
સ્વાર્થ ત્યાગી સાધતાં પરાર્થ, સહુ દેશો–સ્વર્ગીય સદનદ્વાર ખોલી; ઓ૦
સર્વાત્મભાવના સુસિદ્ધ થતાં શિરે પ્રભુ. કરુણાનો કળશ દેશે ઢોળી; ઓ૦

શ્રી જ૦ દેવી.

---

## इष्टदर्शनयाचन

પદ ૫૯ ( કોણથી પેલી પાર છે હંસ૦ એ લય. )

ભવદુઃખદર્દીને દર્શન દેજો જગદીશા ! ઝટપટ,
લીધું છે મેં અવલંબન આપનું છાંડી સઉ ખટપટ.
તપતો હું કયારનો બારણે બરાડતો,
ઉત્તર દઇ કાં ન ટાળો દુઃખીનું દારુણ સંકટ ? ભવ૦
સળગું છું રોમે રોમે, પીડ છે અસહ્ય મારી,
સ્વપ્નની સૃષ્ટિ એ ના, ભાટ નથી હું, નથી વળી નટ; ભવ૦
પદ્મા તળાસે પદપદ્મ, તે શાંતિથી,
શુણશો નહિં શું આર્ત સ્વર જે ઉઠે છે ઘટઘટ ? ભવ૦

---

[1] પોતાના અને પારકાના સુખની ઇચ્છા રાખનાર.

પાપથી મેલો ભક્ત સ્પર્શે ચરણને,
ભૂંડ–રૂપ–ધારી ભગવન્! તેની શું છે તમને ચટ ? ભવ૦
છટ્ છટ્ કરીને દ્વાર દો, પણ વામનજી! જોજો,
જગમાં જડશે નહિ તમને મારા સમ! મુજ સમ નફ્ફટ; ભવ૦
વિદ્યા–કલાનો બેશક પાર છો પામ્યા, પણ,
કક્કો સ્વાગતનો ક્યારે ઘુંટ્યો તમે ધરીને ઉલટ ? ભવ૦
અધિક હવે નવ તાવશો વ્હાલા !
દાખવો દયા ધરી દિલ સત્–ચિત્–સુખસાગરનો તટ; ભવ૦

કૌશિકરામ વિ૦ મહેતા.

---

## जन्ममृत्युनो जय कर्या विना मनुष्य जे कंइ सिद्ध करे छे ते व्यर्थ छे.

પદ ૬૦ (ભૂલે ભલભલા ભૂલે રે, એ લય)

મૂર્ખ તું વૃથા ફુલે રે,
ચતુરાઇ પડી બધી તુજ, ચુલે. (૨)
હાથી લહી, ભલે ગર્દભે ઝુલે; મૂર્ખ તું૦
હીરા, મોતી, રત્ન સુવર્ણથી, ભલે ભરે ભંડાર,
મેળવનારો પણ તું જવાનો, બીજા ભોગવનાર; મૂર્ખ૦
હજાર વર્ષ ટકે એવા રચી, મહાલય મન હરખાય,
પણ ક્યાંલગી તું રહીશ તેમાં, કાચી તારી કાય; મૂર્ખ૦
અતિ શ્રમથી વિદ્યા ભણી પામ્યો, શાસ્ત્રોનો તું પાર,
પણ ઝીલશે શું શાસ્ત્રો તારા, યમદૂતના પ્રહાર; મૂર્ખ૦
જે જે તેં કર્યું ને તું કરતો, પણ તે તારું દુઃખ,
કેટલું ટાળે તે પ્રતિ તેં કહી, કીધું તારું સુખ ? મૂર્ખ૦
મોટું માથે મરણતણું દુઃખ, જીત્યું નથી તેં તેહ–
પડૂસ આજ જમ્યાથી શું સુખ, કાલ પડે જો દેહ ! મૂર્ખ૦

મરણુપછી મોટાં સુખની તું, ધારે મનમાં આશ,
(પણ) જીવતાં જે યત્ને ન દીધું સુખ, તેમાં શો વિશ્વાસ? મૂર્ખ૦
તુજમાં કંઇ છે એવું જેને, અવગણુતો તું નિત્ય,
મરણુતણો તું ચારો તેથી, થાતો માન ખચીત; મૂર્ખ૦
ધાવન બહાર કર્યું પણ તેં ના, શોધ્યું ભીતર તુજ,
તુજમાં તારો તારક વસતો, જડે પ્રયત્ને જુજ; મૂર્ખ૦
મરણુ ધ્રુજે, એ તારક મળતાં, ભય સઉ સદ્ય વિલાય,
જીવ ને શિવનું ઐકય થઇ કંઇ, અદ્ભુત અનુભવ થાય; મૂર્ખ૦
અણુઅણુમાં મહા ઉત્સવ પ્રકટે, જય જય દેવો ગાય,
ઉપેન્દ્રપ્રભુકરુણાભોગી જન, છાના મન મલકાય; મૂર્ખ૦
છો૦

---

## अन्तरात्मारूपी चन्द्रप्रति वृत्तिकुमुदिनीना भावो.

પદ ૬૧ ( મમ ઉરસરના રમનારા, એ લય. )

મમ મુર્ધનભે ઉગનારા,
આ કુમુદને ખીલવનારા,
મારા અમૃતભરીયા ચન્દ !
થતાં દર્શન મુજને તારાં,
અણુઅનુમાન્યા ચમકારા,
કઇં અનુભવે વૃત્તિવૃન્દ; મમ૦
તારી અમૃતસારતી રસધારા,
તારું ચિત્તાકર્ષક રુપ પ્યારા !
એ જોઇ ભોગવી કૃતાર્થ માનું,
મુજ તુજના સંબન્ધ; મમ૦
તારી ચમક ચમક ચાંદની નિરખી,
તારી જોઇ અવનવી મુખની સુરખી,

એકાગ્ર તુજમાં સહજે થાતાં,
બની રહું નિઃસ્પન્દ; મમ૦
તને જોઇ મને શાથી શું થાતું,
તે મુખથી કહ્યું નથી જાતું,
ઉંડે ઉંડે કૃતાર્થતાનો,
ઉઠે ઉરે આનન્દ; મમ૦

श्री ज० देवी.

---

## पोतानां स्वरूपसाक्षात्कार करनार अधिकारीना उद्गार.

### पद ६२. ( मैं तो मस्त भई मीली श्यामको, ए लय. )

में तो अकथ्य, धरुं अब नाम क्यों ?
धरुं अब नाम क्यों, कहलाउं श्याम क्यों ? अकथ्य०
वाणीसें पर में, पाणिसें[1] पर में, बोलुं या करुं फिर काम क्यों?
अमर्याद में स्वरूपसें हुं फिर, बनुं रहेमान अरु राम क्यों ?
आदि नहि में, मध्य नहि में, बनुं फिर में परिणाम क्यों ?
शब्द रु भावरहित अखंड में, बनुं फिर ऋग् यजु साम क्यों?
अन्य नहि में, एक नहि में, फिर तो स्वतंत्र धरुं धाम क्यों ?
जो कछु हे सो आप ही आप हे, फिर अब करुं म प्रणाम क्यों?
कर्ता करण क्रियासें अतीत में, तब करुं खडी ये कलाम[2] क्यों?

श्री उ०

---

૧ હસ્તપાદાદિ અવયવોરહિત., ૨ લેખિની, કલમ.

## चन्द्रप्रति कुमुदिनीनी उक्ति.

[ बालगीत ]

પદ ૬૩ ( કૈસે કટેગી રતીયાં, એ લય )

ચન્દા ગગનવસિયા !
આવ, આવ, આવ, આવ, ચન્દા ગગનવસિયા !
જગ સઘળાનાં નિઃસ્પૃહ આપણે, આપણાં રસ-રસિયાં; આવ૦
તારા રસભર ઉદયની સાથે, હૈયાં ઉલ્લસીયાં; આવ૦
દેહ ન માગું તારો નેહ હું માગું,
મારાં દિલડાં નિખાલસીયાં; આવ૦
દૂર દૂર દેહ છતાં આપણુ અ—ન્તરનાં સારસીયાં; આવ૦
કેવલ તુજ અમૃત ઝીલવા કુમુ-દિનીમુખ વિકસીયાં; આવ૦
મધુરા ! તુજ જીવનવિણુ જગનાં, જીવન નિરસીયાં; આવ૦

શ્રી ઉ૦

---

## श्रीइष्टने पोताना परमप्रीतिना विषयरूप करवा इच्छनार साधकना इष्टप्रति उद्गार.

પદ ૬૪. ( રામ ભજ તું પ્રાણીયા, એ લય )

આપનો મારા પ્રભુ ! મને છંદ કયારે લાગશે ?
મને નાદ કયારે લાગશે ? આપનો૦
દૃશ્યને જેમાં વિસારી, વિશ્વવૈભવ તુચ્છકારી,
આપ પ્રભુપદ લીન થનારી, મતિ કયારે જાગશે ? આપનો૦
આપ એક જ આપ જયાં ત્યાં, અન્ય વસ્તુ છે નહિ કયાં,
એવું અનુભવી કિલષ્ટ મન નિજ, અહં કયારે ત્યાગશે ? આ૦
સુખતિલાંજલિ દેઇ તત્ક્ષણુ, નિજ જીવનને આપીને પણુ,

સર્વના બદલામાં ક્યારે આપને એ માગશે? આપનો૦
આપવિણુ ખાવું ન ભાવે, કાંઇ પણ કરવું ન ફાવે,
વૃત્તિ એવી આપમાં ક્યારે સુદૃઢ અનુરાગશે? આપનો૦
મારે અન્તરમન્દિરે, કાંઇ સ્મરણુઘંટ દિવ્ય સ્વરે.
'આપ મારા, આપ મારા': એવો ક્યારે વાગશે? આપનો૦
આપવિણુ કશું સાંભરે ના, આપવિણુ સુઝે બીજું ના,
આપ પ્રભુથી નિતાન્ત[1] મારો ભેદ ક્યારે ભાગશે? આપનો૦

શ્રી ઉ૦

---

## સહનશીલ થાઓ.

પદ ૬૫ (વાત જરી વાંચી જુઓ ઇતિહાસમાં, એ લય)

વાત જરા લાવો વિચાર કરી ધ્યાનમાં,
'બનો સહનશીલ,' માન-અપમાનમાં; વાત૦
આચરી આ સૂત્ર વ્યવહાર જે સધાશે,
જીવન શાન્તિરૂપ ને આનન્દભર્યું થાશે,
આ દિવ્ય વશીકરણે, આકર્ષો સર્વ જનને,
મહામૂલ્ય મંત્ર સંભળાવું કાનમાં; વાત૦
જે જે કંઈ પ્રતિકૂળ બને, હસતા હૃદયે તેહ,
સ્વીકારી લે શુભ ભાવથી, સહનશીલ છે જેહ,
લેશ ન કંટાળી, પ્રસન્નતાવાળી, વૃત્તિને સંભાળી,
સદા મસ્ત વે'શે જગના મેદાનમાં,
હાં રે એ સચ્ચિન્તનના તાનમાં ને તાનમાં; વાત૦
કરવું સહન પડે કંઈ, માણો મનથી મોજ,
અવિકલતાથી સહન કર્યે, વધે હૃદયબલ રોજ;

---

[1] કેવલ, સંપૂર્ણ.

ધન્ય તે સંસારી, તે હૃદયબળ વધારી, ઓ સાધકઅધિકારિ!
સુખે સહેતા સઉ, વિલસી રહો જ્ઞાનમાં,
હાં રે તમ સરખાને સમજાવું સાનમાં; વાત૦

પ્ર૦ બ્હેન

---

## निर्वासन चित्तनो महिमा.

પદ ૬૬ (સ્નેહ તો ધરો રે વીરો! એ લય)

અન્તર્નિવાસી એ, તો અન્તર્નિવાસી,
જેની વાસના તુટી તે તો અન્તર્નિવાસી.
ભલેને થઇને વહે ભવના પ્રવાસી; જેની૦
ભલે ખાવ પીએ ઓઢે પહેરે રુપાળું,
તોએ તેને ના જાણો દેહ-અભ્યાસી;[1] જેની૦
નાનાવિધ[2] ચિન્તનો તે ચિન્તવે નિત્યે,
તદપિ નથી તે જાણો ચિત્તના વાસી; જેની૦
બાહિર્ પ્રદેશે એને લેવા ન દેવા,
ફરે એ તો વિશ્વે રહીને અખંડ ઉદાસી; જેની૦
નિર્વાસન તે તો સઉથી નિઃસંગ તોએ,
આપથી આપ રહે અખંડ ઉલ્લાસી; જેની૦
જગતના સંબંધકાલે સાવધપણે,
દ્રષ્ટાપદસ્થિતિનો એ તો રહેતો અભ્યાસી; જેની૦
સ્વરૂપનો સ્પર્શ પામી અંતર્નિવાસી બની,
અનન્ત આ વિશ્વકેરી કરી કાઢ હાંસી; જેની૦

શ્રી ઉ૦

---

૧ દેહમાં પ્રીતિવાળા. ૨ અનેક પ્રકારનાં

# ब्रह्मानुभव एज अनुभवनो परावधि छे.

પદ ૬૭ (ઇષ્ટ સમર્થ શિરે લહે તેને૦ એ લય.)

બ્રહ્મના અનુભવઆગળ તો બસ, અનુભવનો અવધિ જ છે, અવધિ જ છે.
જીવ ને બ્રહ્મનો ઐક્યાનુભવ એ,અનુભવમાત્રનું બીજ–અનુભવબીજ છે.
અનુભવવીજળી, જ્યાં રહી ઝળહળી, ભ્રાન્તિ તેની ટળી રે......
ભય ઓગળી, શાન્તિ મળી; બ્રહ્મના૦
હું જ છું બ્રહ્મ, એ અનુભવમાં રમે, તેની સદા ચઢતી જ છે, ચઢતી જ છે.
માયા ન ભાસતી, તેનાથી ત્રાસતી, આઘી જ નાસતી રે......
આખર થતી, વિલાઇ જતી; બ્રહ્મના૦
બ્રહ્મતણો અભેદાનન્દઅનુભવઃ વાહવા! એ તે કોઇ ચીજ છે! કોઇ ચીજ છે!
સર્વ ભુલાઇ ગયું, સર્વ મળ્યું લહ્યું, પ્રાપ્તવ્ય ના રહ્યું રે......
તેનું જીવ્યું, સફલ થયું; બ્રહ્મના૦
બ્રહ્મને ચિન્તીને બ્રહ્મ થનારી, વ્યક્તિ તો બ્રહ્મસમી જ, બ્રહ્મસમી જ છે.
બ્રહ્મરૂપે થઇ, બ્રહ્મમાં ફેલાઇ, બ્રહ્મ જ કહેવાઇ રે.....,
બ્રહ્મે વિલાઇ, બ્રહ્મે જોવાઇ; બ્રહ્મના૦

श्री उ०

---

६

## श्री उपेन्द्रस्तवन.

પદ ૬૯ [ વિશ્વતણી વિશ્વંભર; એ લય ]

જય જય ઉપેન્દ્ર ગુરુવર !
સહુપર સારો કૃપાસુધા,[1] સહુ૦
આદિ—અન્તરહિત નિરંજન,
તદપિ તનુ ધરી તારો નિજજન,
તમને સ્વસ્તિ ! સ્વધા ! સહુ૦
આપમાં હો અમ અવિચલ ભક્તિ,
તમ પદમાં રહો દૃઢ આસક્તિ,
થાશો ચિત્ત ન દ્વિધા;[2] સહુ૦
જે કારણ અવતાર તમારો,
ભગવન્ ! આ ભૂતલપર ધારો,
કૃતિ હો તે સિદ્ધિદા;[3] સહુ૦

દલપતરામ.

---

૧ કૃપારૂપી અમૃત. ૨ વહેંચાણું. ૩ સિદ્ધિ આપનાર.

## દુઃખાપત્તિમાં મનુષ્ય પોતે જ પ્રધાનપણે હેતુરૂપ હોય છે.

પદ ૬૯ ( કોઇ સમે૦ એ લય )

મને પ્રાપ્ત થતા દુઃખમાં પ્રભુએ, કંઇક આપ્યું ને કંઇક મેં માગી લીધું,
મને પ્રાપ્ત થતા સુખમાં પ્રભુએ, કંઇ ત્યજાવ્યું ને કંઈક મેં ત્યાગી દીધું.
કોઇએ જાણીને મર્મ કહ્યા મુજને, અને કંઇક મેં માથે ખેંચી લીધા,
કોઇએ સહજ સ્વભાવથી શબ્દો કહ્યા, તેને મેં જાણ્યું મુજને પ્રહાર કીધા.
કંઇક દૈવે મને કષ્ટ આપ્યું, કંઇક વૃથા દૈવકોપરૂપે મેં ગણ્યું,
કંઇક ગ્રહની પીડા નડી ને કંઈક ગ્રહના ભયનું મિથ્યા કોકડું મેં વણ્યું.
કંઈક લોકાપવાદે મને ભય આપ્યો, ને કંઇક તો મનથી મેં માની લીધો,
કંઇક શાસ્ત્રોએ વિધિનિષેધ કીધો, અને કંઇક મેં મિથ્યા સ્વીકારી દીધો.
કંઇક વંશપરંપરાકેરા સંસ્કારો, મારા વિષે હશે આવી ઠર્યા,
અને કંઈક તો વંશના ધારીને મિથ્યા, તે ત્યજવા મેં ન યત્ન કર્યા.
કંઇક સંગતિબળથી હશે મળ્યું મુજને, ખોટાપણું ને સારાપણું,
તેમાં સંગનો દોષ વિચારી ન યત્ન કર્યો ત્યજવા મેં નઠારાપણું.
જ્યારે વાસ્તવ દૃષ્ટિથી જોયું જાણ્યું તવ એ નિશ્ચય મેં સત્ય લહ્યો,
મિથ્યા કારણો પ્રકટાવીને પણ માનવી, પોતાને નિર્દોષ માની રહ્યો.
જેહ સુખદુઃખઆદિ તે ભોગવતો, તેમાં અન્ય તો માત્ર નિમિત્ત જ છે,
સર્વથી મુખ્ય કારણરૂપ પોતે અને તેનાં માનેલાં મન્તવ્ય જ છે.
ખોટાં બ્હાનાં કાઢી નવ વ્યર્થ તમે, તમને ઠગવાનો પ્રયત્ન કરો,
દુઃખપ્રાપ્તિમાં આપણો દોષ પ્રધાન છે, સિદ્ધાન્ત એ ન કદી વિસરો.

શ્રી ઉ૦



# હરિ ૐ

પદ ૭૦ ( નિજ સ્વરૂપે જેની વૃત્તિ શમી છે એ લય )

નિશિદિનિ ગાઓ બંધુ ! હરિ ૐ હરિ ૐ
નિશિદિનિ ધ્યાઓ બંધુ ! હરિ ૐ હરિ ૐ
હરિ ૐ હરિ ૐ હરિ ૐ હરિ ૐ; નિશિદિનિ૦
રસઘન મોહન અમલ વિલોચન, તેજોમૂર્તિ સાર,
મણિમય આસને હૃદયે જોતાં, કરો હરિ ૐ ઉચ્ચાર; બંધુ૦
ઇંદ્રજાલ આ જગની વિસરી, ધારો શાંતિ અપાર,
વિલોલ લોચન સ્થિર કરી રસભર, દગ કરો ત્યાં એકતાર; બંધુ૦
સન્મયચિન્મયભાવસમન્વિત, જોતાં એ રમ્ય સ્વરૂપ,
નિર્નિમેષ રહી હરિ ૐ ઉચ્ચરતાં, પ્રકટે પ્રસાદ અનુપ; બંધુ૦
અદ્‌ભુત રસ જાગે અંતરમાં, અનુભવ વર્ણ્યો ન જાય,
સુખઘન જ્યોતિમય હરિવિણ ના, અન્ય કશુંય લહાય; બંધુ૦
ધ્યાતા હું ને ધ્યેય હરિનો ભેદ ન રહેનો લગીર,
હરિ ૐ હરિ ૐ રવ[1] પણ શમતો, પરાતીત થતાં વીર; બંધુ૦

ચુનીલાલ જ૦ ઓઝા

---

# પ્રસન્નતાનો પ્રબોધ

પદ ૭૧ ( સુખનાં હું સાચાં જ્યારે, એ લય. )

દુઃખી બંધુઓ ! આવો હસીએ કંઇ હા હા હા હા
નિસ્તેજ મુખડું હારચે રસીએ કંઇ હા હા હા હા
દુઃખ ને કષ્ટની, ઊર્મોમાં મધ્યે,
હસવાની ચીસ એક પાડી લઇએ હા હા હા—
રડવાનાં ડસકામાં, વ્યાધિના ચસકામાં,

---

૧ અવાજ.

આવો જરી મીઠું મીઠું હસી દઇએ હા હા હા હા,—
રડી રડી હૃદયને ખાલી કરવાની સાથે,
આવો તો પહેલાં ફી ફી હસી જઇએ હા હા હા હા:—
વિપત્તિ, વિયોગ, વિનાશ આદિ વિ૦ વિ૦
જોવાની સાથે હી હી કરીને હસી રહીએ હા હા:—
દુઃખથી જ્યારે ત્યારે રડવાનું તો છે,
ત્યારે તે પહેલાં ગીતો હસવાનાં ગઇએ હા હા;—
રડવામાં પહોળું મ્હોડું કરવું પડે તેવું,
પહોળું મ્હોડું કરીને હસો જોઇએ હા હા હા હા;—
કષ્ટ વિસરી જશું, દુઃખને ભૂલી જશું,
એવે સમે જો ખડખડ હસીયે હૈયે હા હા હા;—

શ્રી ઉ૦



## मनप्रति उत्साहजनक धैर्यवचन.

### पद ७२ राग मल्हार—एक देशी.

हो मन ! निडर होइ रहेना,
ब्रह्ममें वहेना हो दिलदार ! ब्रह्ममें वहेना,
धरी सत्संग, नित्य हरिगुरु मुख कहेना.
नरतनु पाया हो दिलदार, शुद्ध तनु पाया,
सफल कर यार, यह क्षणभंगुर काया. टेक.
जैसा धागा धूमका, वेगतेंहि चलि जात,
त्यों आयुः बही जात है, समज समज कछु तात !

जिस काले अपना नहि, होवत को जगमांहि,
ता काले संगी रहे, कर सुमरन मन ताहि,
छांडी यह माया हो दिलदार, छांडी यह माया; सुफल कर०
हो मन ! सारवस्तु ग्रहेना;
दुःखसुख सहेना हो दिलदार, दुःखसुख सहेना,
दृश्यका स्नेह, दिनदिनपें तजी देना.
दोष दूर करना हो, दिलदार, दोष दूर करना,
तजी अभिमान, यह भवसागर तरना.
मृत्यु निकट रहे सदा, ताको भय कछु मान,
(यह) पंच भूतमय स्थूलमें, अमर कोहु ना जान;
सत्कीर्तिकों धारिके, तज्यो जिने संसार,
सोहि अमर जग जानिके, कर निर्मळ व्यवहार.
ग्रही गुरुछाया, हो नरसिंह, ग्रही गुरुछाया; सुफल कर यार०

श्रीमन्नृसिंहाचार्यजी.

---

## ईश्वरनां निवासस्थान विविध शरीररूपी मंदिरो.

પદ. ૭૩. (મારા હૈયાકેરા હાર નજર કર્યાં,—એ લય.)

આ શાં દેવળ, સ્થળ સ્થળ દીસે જગદધિનાથનાં રે,
ગણુના જેની ના ગણી જાય વિવિધ બહુ ભાતનાં રે ; આ શાં૦

કંઇ નાનાં કંઈ મોટા આમાં, કંઇ પુરુષાકૃતિ વળી કંઇ વામા,[1]
અસંખ્ય અહિં તહિં ફરતાં કઇ પશુ જાતનાં રે; આ શાં૦
કોઇ છે ગોરાં, કોઇ કાળાં, કોઇ ધઉંવર્ણાં, કોઇ હરિયાળાં,[2]
પગવાળાં, પાંખાળાં, કોઇ બે હાથનાં રે; આ શાં૦
કોઇમાં સુગંધ મઘ મઘ વ્યાપી, દુર્લક્ષે કોઇ મળના વાપિ,[3]
કોઇમાં પૂજન અર્ચન, કોઇ સ્થળ શ્વાનનાં રે; આ શાં૦
ઉપરથી કોઇ બહુ શણગાર્યાં, અંદર પણ વહે રક્તની ધારા,
કાં જે પશુવધ થાતા ત્યાં નિત્ય રાતના રે;[4] આ શાં૦
સુન્દર મલિન સકળ દેવળમાં, લઘુ ગુરુમાં સુદઢ નિર્બળમાં,
ગર્ભાગારે[5] પણ ચરણો જગતાતનાં રે; આ શાં૦
ઉપરનું સઉ કોઇ નિહાળે, ભીતર પ્રભુને કોઇ ન ભાળે,
ગૃહકૂપ ત્યજી શોધે નિર્જળ કૂપ રાનના રે; આ શાં૦
નાથ નૃહરિ નિજ તનુમંદિરમાં, નિકટ સદા, નથી ગંગાતીરમાં,
જોતા સાધક સાધી ભક્તિસાધના રે; આ શાં૦

છો૦

---

## आयुषने इतरना दोषदर्शनमां वापरनार अभिमानोने प्रबोधवचनो.

પદ ૭૪. ( આંધળો આંખો છતાં નથી૦ એ લય )

જીવનની ક્ષણ ક્ષણ ગુમાવે નિરાંતે,
તું રાતદિન જેની તેની પારકી પંચાતે.
હિતકેરી વાત તને સમજાવે તો પણ, સમજે નહિ કોઇ વાતે,

---

૧ સ્ત્રી. ૨ લીલા રંગના. ૩ કૂવા, ૪ અજ્ઞાનરૂપી રાત્રિનાં ત્યાં પશુવધજેવા અનેક હિંસક વિચારો ચાલ્યા કરે છે. ૫ છેક અંતરના ભાગમાં.

આનામાં આ દોષ, તેનામાં તે દોષ,
                    નિરખે છે ઉઠતાં પ્રભાતે રે;     જીવનની૦
નિન્દાનો એક શબ્દ કહેવો કદી ના, એવું વ્રત લીધાથી ખાંતે,
સમયસદુપયોગ થાશે, તું જીવનનો,
                    મહિમા અનુભવીશ જાતે રે;     જીવનની૦
નાનોસરખો પણ એક સાચો સદ્‌ગુણ, સાવધતાથી સ્હાતે સ્હાતે,
કર્તવ્યભાન તને સુસ્પષ્ટ થાતાં,
                    પડિશ તું ન વાદવિવાદે રે;     જીવનની૦
એક જીવનભૂલ નડે જન્મોજન્મ જેથી, કર્તવ્ય સાધ દિનરાતે,
પારકા વિચાર ત્યજી નિજના વિચાર થતાં,
                    આવશે ન કાંઇ તને યાદે[1] રે;     જીવનની૦
બહુમૂલી આયુષ્યક્ષણ તેનું સાર્થકય, કરી લે જઇને એકાંતે,
નિશ્ચય કર પોતાના ચિન્તનવિણ પારકું ન—
                    ચિંતવવું આમરણાંતે[2] રે;     જીવનની૦

પ્ર૦ બહેન.



## आश्चर्य छे प्रभु !

પદ ૭૫. ગઝલ.

આશ્ચર્ય છે પ્રભુ ! આ જગતથી માનવી ઝાઝું ડરે,
પણ આપનાથી કોઇ પણ ડરતો ન દેખાતો ખરે.
આશ્ચર્ય છે પ્રભુ ! જગતઅર્થે માનવી મહેનત કરે,
પણ આપ જગદીશ્વર પ્રભુઅર્થે ન કરતો કંઇ અરે !
આશ્ચર્ય છે પ્રભુ ! જગભયે જન પાપ છૂપાં આદરે,
પણ આપથી છૂપું ન રે' જાણે છતાં ભય ના ધરે.

---

1 યાદ પણ. 2 મરણ થાય તો પણ.

આશ્ચર્ય છે પ્રભુ! જગતણા ક્ષુદ્રોની સેવા સૌ કરે,
પણ આપ સર્વોત્તમતણી તે તો સ્પૃહાયે ના ધરે.
આશ્ચર્ય છે પ્રભુ! જન જગત્ ઐશ્વર્ય ખાતર મરી મથે,
પણ ના ચઢે પ્રભુ! આપ દૈવી વિભવપ્રાપ્તિના પથે.
આશ્ચર્ય છે પ્રભુ! દુઃખ સહે, ભયને સહે, વિપદો સહે,
પણ એ વિનાશી જગત્–સુખને જન ફરી ફરીને ચહે.
કારણ ભૂલીને કાર્યઉપર આ જગત્ મસ્ગુલ છે,
પણ તેમના પ્રારબ્ધમાંહિ રત્નસાટે ધૂળ છે.
યાચું નિરંતર નાથ! હું બીજું બધું હો કે ન હો,
(પણ) પ્રાપ્તવ્ય મુજ એક આપ હો, એક આપ હો, એક આપ હો.

શ્રી ઉ૦

---

## બતાવો.

પદ ૭૬ [ અમો અબળાને માયા વહાલી, એ લય. ]

રે મને પ્રભુનાં બતાવો કોઇ રસિયાં.
કરવા પ્રભુનાં દર્શન, સર્વસ્વ ત્યાગી જીવન—
સાધનઅર્થે છે જેણે કસીયાં રે, કસીયાં રે,
કસીયાં એવાં રસિયાં; રે મને૦
પ્રભુને ઉવેખીને, જગસુખના ભોગોમાંહિ,
જેનાં ચિતવૃત્તિ જરી ના ધસીયાં રે, ધસીયાં રે,
ધસીયાં એવાં રસિયાં; રે મને૦
પ્રભુને સ્મરાવે દુઃખો, એવું જાણી દુઃખ મળતાં,
જેનાં ચક્ષુઓ સદા હસીયાં રે, હસીયાં રે,
હસીયાં, એવાં રસિયાં; રે મને૦
વિપત્તિના ખાડામાં કે, સંપદ્‌ના શિખરે હોયે,

તો પણ દિલ પ્રભુમાં જેનાં વસીયાં રે, વસીયાં રે,
 વસીયાં, એવાં રસિયાં; રે મને૦
પ્રભુરસામૃતમાં સદા, લીન થનારાં,
કામસર્પો ના જેને ડસીયા રે, ડસીયા રે,
 ડસીયા, એવાં રસિયાં; રે મને૦
ઉપેન્દ્રપ્રભુનાં એવાં પરમાનુરાગી જેનાં—
જીવન જગજાળે નહિ ફસીયાં રે, ફસીયાં રે,
 ફસીયાં, એવાં રસિયાં; રે મને૦

શ્રી ઉ૦

—o—

## विवेकना उदयवडे प्रकृतिनी विषमताने जीतवी ए साधकनुं कर्तव्य छे.

પદ ૭૭ (પ્રભુ કેમ ન દર્શન આપે, એ લય)

પ્રકૃતિ શિખવે માર મારી, ચેતી તે પહેલાં થઇ સદાચારી,
જ્ઞાન પામી લે બની સદ્વિચારી, તો જ સાધક! તુજ બલિહારી.
પ્રકૃતિનો એ છે નિયમ કે સાધવો માનવજાતિવિકાસ,
સહજમાં સમજીને સાધે ન તેને, આપતી તે તો ત્રાસ; પ્રકૃતિ૦
એક પ્રસંગમાં ભૂલ્યા તો બીજો, પ્રકટાવે કઠિન પ્રસંગ,
ફરી ફરીને તાવે એ અટક્યાવિણુ, અંતરનું પ્રતિઅંગ;[1] પ્રકૃતિ૦
ચેતે નહિ ત્યાં લગી એ તો ફેરવે, સંસારચક્રની માળ,
હાડના ચુરેચુરા કરી નાંખી, ઠેકાણે લાવવા ચાલ; પ્રકૃતિ૦
હાડ ભગાવીને વિકાસ સાધવો, અણસમજુનું એ કામ,
આપણું કર્તવ્ય એ નહિ કાં જે, સાધકનું ધર્યું નામ; પ્રકૃતિ૦

---

૧ દરેક અંશ

પ્રકૃતિનો માર પડતાં પહેલાં, જાણવો વસ્તુનો સાર,
સારને સંગ્રહી નિઃસાર ત્યાગી, રહેવું સદા સંસાર; પ્રકૃતિ૦
વિવેકદૃષ્ટિએ જોઇએ બધું તો, પ્રકૃતિ નવ દે દુઃખ,
દુઃખના અનુભવકાલે વિવેકી, થઇ રહે અન્તર્મુખ; પ્રકૃતિ૦
પ્રકૃતિપતિ પરમેશ્વર ભજીને, પ્રકૃતિજયને તું સાધ,
પ્રકૃતિદેશમાં રમતાં છતાં તને, પ્રકૃતિ નહિ કરે બાધ; પ્રકૃતિ૦

શ્રી જ૦ દેવી.

---

## लौकिक अभ्युदयकरतां पारलौकिक अभ्युदय अधिक स्पृहणीय छे.

પદ ૭૮ (કૃતિ મન વચને એક રહીશ, એ લય).

મારે મન એ ન અધિક.
હું ક્યાં જન્મ્યો ને કોને ત્યાં. કે મારા પૂર્વજ કોણ હતા,
હું ભલે ભિખારી હોઉં છતાં, મારે મન એ ન અધિક.
કુલવાન્ ગણાઉં કે હું નહિ, લોકે મુજ ખ્યાતિ થઇ કે ગઇ,
કે' મને ખુશામતિયા 'ભાઇ ભાઇ,' મારે મન એ ન અધિક.
પણ મારા પોતામાં શું છે, મુજ જીવન પવિત્ર કેવું છે,
મુજ બંધુ ! ખરેખર કહું છું કે, મારે મન એ જ અધિક.
જીવું કે ન જીવું વર્ષ બહુ, સંસારી રહું કે ત્યાગી થઉં,
વસું મહેલે કે ઝુંપડીમાં હું, મારે મન એ ન અધિક.
પણ મુજથી જે કંઇ થઇ શકતું, તે સર્વોત્તમ થતું કે ન થતું,
મુજ હિત કરતું કે ના કરતું, મારે મન એ જ અધિક.
મુજ બંધુના નેત્રથી પડતાં, અશ્રુ દુઃખનાં ઉર કંપવતાં,
જો મને આવડ્યાં તે લુછતાં, મારે મન એ જ અધિક.

સુખશય્યામાં આ દેહ જશે, કે જંગલમાં રઝળી પડશે,
એને બુરાડશે કે ફુંકશે, મારે મન એ ન અધિક.
પણ જવ અવસાનસમય આવે, તે ક્ષણ સાક્ષાત્ પ્રભુ ભાવે,
આવી કહેઃ "મુજરૂપ થા હાવે," મારે મન એ જ અધિક.
જો આવાં કર્તવ્યોઅર્થે, આ જીવન સદોદિત પ્રવર્તે,
તો જે આનન્દ ઉરે વર્તે, મારે મન એ જ અધિક.

શ્રી ઉ૦



## जीवनसार्थक्यनो सुगम मार्ग.

પદ ૭૯ ( આ દુનીયા છે જાદુની માયા; એ લય. )

જીવનમાં કહો શું શું કમાયા,
જીવનના જીવન શોધાયા,
કે શું વેડફી મારી જ કાયા—કાયા૦ શું શું૦
મનુષ્યજેવું મનુષ્યજીવન વિષયકીચે રગદોળ્યું,
અમૃતપાત્ર અનુપમ તેને, જઈ વિષ્ઠામાં ઢોળ્યું,
હાય રે હાય વિષયો મૃત્યુની છાયા—છાયા; શું શું૦
શક્તિ છે તમ અંતર્ દૈવી, તેને આજ જગાડો,
ડરી ના કષ્ટથી, ઉચ્ચ કાર્ય, જીવનમાં પાર જ પાડો;
ધન્ય તો ધન્ય, સાચા તમે, માડીજાયા—જાયા; શું શું૦
કંઇ ન બને તો એક કામ, પ્રભુચરણે ધરવા જેવું,
આખા દિવસમહિં કરી પ્રીતે, પ્રભુચરણે ધરી દેવું,
તોપણ જાણજો જે ગંગા નાહ્યા—નાહ્યા;

ઘણુંએ કમાયા૦

શ્રી ઉ૦



## मायानो प्रभाव.

### પદ ૮૦ (હરિના બોલની બલિહારી, એ લય.)

માયા! અટપટી ખટપટ તારી, અમને ભ્રમમાં ભૂલવનારી,
તવ રૂપચિંતિત[1] મતિ બની કુંઠિત, વિવેક વિસરી જનારી,
વિવેક વિસરી જનારી, ખોટાને ખરું ગણી લેનારી; માયા૦
ધારેલું તું વ્યર્થ કરાવે, અણધારેલું તું ઉપજાવે,
ઉલટું સુલટું કરતી ફરતી, કોઇ હણી કોઇ ઉગારી; માયા૦
મૂળવિનાની છે તું અસ્થિર, કાલ્પત તોપણ દીસતી સુસ્થિર,
વિપરીત ચરિત પ્રતીત કરંતી, દીસતી સ્વેચ્છાચારી; માયા૦
કોઇને દે વૈભવ રાજ્યાસન, કોઇનાં ત્યજાવે મહેલ ને ઉપવન,
મહા વિરાગી પણ તુજ બલથી, થઇ રહેતા સંસારી; માયા૦
કંઇકને શિખરની સ્થિતિ દેખાડે. કંઇને કચરી નીચે પાડે,
તારી લપટ ઝપટમાં આવે, સહુ કોઇ નર ને નારી; માયા૦
પરિણામે તું નહિવત્ થઇને,-રહે તેવું ગુરુજ્ઞાન ગ્રહીને,
તુજમાં ફરું હરું પણ તુજ લાગે,[2] હું તો ન આવનારી; માયા૦

પ્ર૦ બહેન

---

## आत्माथी प्रकाशित जीवन गाळवा उपदेश.

### પદ ૮૧. (ઘટઘટમાં વ્યાપ્યો જોઉં મારો૦ એ લય.)

ઝગમગ-ઝગમગતું જગે જીવન ગાળ, જીવન ગાળ, જીવન ગાળ રે,
તું તો પ્રકાશિત તણખો ચૈતન્યઅગ્નિનો જી.
અશક્યતામાત્ર તુજમાં ઓગાળી દેજે રે,
શક્યતા તારામાંહિ સઘળે ભાળ, સઘળે ભાળ, સઘળે ભાળ રે; તું૦
નિર્બળતામાત્ર પળમાં ફુંકી તું દેજે રે;
કષ્ટને કૂદી જજે ભરતો ફાળ, ભરતો ફાળ, ભરતો ફાળ રે; તું૦

---

૧ માયાનું જ સ્વરૂપ જેણે ચિંતવેલું છે એવી. ૨ બંધનમાં.

તત્ત્વની સાથે તારો તાર તું સાંધીને રે,
જોતજોતામાં કર્મ કોષો બાળ, કોષો બાળ, કોષો બાળ રે; તું૦
દીપ્તિ[1] પ્રખર તું એવી તુજમાં [2]ઉદ્દ્ભાવજે રે,
ઝળકી ઉઠે જેનાથી ચૌદે માળ,[3] ચૌદે માળ, ચૌદે માળ રે; તું૦
તારા અંતરને દૈવી યજ્ઞકુંડ કરજે જેમાં,
સઘળું હોમાઇ બને એક જ જ્વાળ, એક જ જ્વાળ, એક જ જ્વાળ રે; તું૦
સ્વયં બ્રહ્મ પૂર્ણરૂપે જીવન ઝળકાવજે રે,
ત્રિલોકે કરે ત્યાં કોણ વાંકો વાળ, વાંકો વાળ, વાંકો વાળ રે; તું૦



## हुं शुं करुं !

[ बालिकागीत. ]

પદ ૮૨ ( હું તો ઢોલે રમું ને હરિ સાંભરે રે, એ લય૦ )

જેને કોઇ ન જુએ તેને જોઈને રે,
મારી આંખલડી હસી હસી જાય;
એમાં કહોને હું તે શું કરું રે.
ક્યાં છે જાણે ન કોઈ તેની પાસમાં રે,
મારું અંતર તો ધસી ધસી જાય;
એમાં કહોને હું તે શું કરું રે.
મોટા યોગીની કલ્પનામાં ના'વતા રે,
મારા મનમાં તે ઠસી ઠસી જાય;
એમાં કહોને હું તે શું કરું રે.
જેને આંગણે ન ઋષિ મુનિ જઈ શકે રે,
મારું આંગણું ને ધસી ધસી જાય;
એમાં કહોને હું તે શું કરું રે.

---

૧ પ્રકાશ, ૨ પ્રકટાવજે ૩ શરીરાન્તર્ગત ચૌદ ભુવનો.

(જે) આખા બ્રહ્માંડભરમાં શમાય ના રે,
મારા હૈયામાં વસી વસી જાય;
એમાં કહોને હું તે શું કરું રે.
હું તો નાની ને એ તો મહાન્ છે રે,
તોએ મારામાં ફસી ફસી જાય;
એમાં કહોને હું તે શું કરું રે.

શ્રી ઉ૦

---

श्री इष्टस्तुतिः

पद. ८३ (सुमनोहरि अहा सुंदरी—ए लय.)

प्रणमाम्युपेन्द्रगुरुं सदा, नरसिंहमीशमहंमुदा ।
तिलके च यत्पदसन्मृदा, प्रभवेन्मृतिक्षतिकृत्सुधा ॥
सन्मतिसत्स्थितिसद्गतिजननम्,
जननजरणमरणभयसुशमनम्,
अकलम्, विमलम्; सरलम्, विरलम्,
तं प्रपद्ये सर्वदा—प्रणमा०
निखिलभुवनपतिमतिमतिवचनम्,
संकल्पकलितसकलविरचनम्,
सरमम्, परमम्, प्रशमम्, निगमम्,
तं गृणामि च सर्वथा—प्रणमा०

(संघवाहः)

---

## છેલ્લી ક્ષણે.

### પદ ૮૪ (ગઝલ.)

આશા ન છોડીશ જીવ! માથે, છો વિપત્તિ ઘણુંઘણું,
સાચે પ્રભુને સ્મરીશ તો તે, પ્રકટશે છેલ્લી ક્ષણે.
લજ્જા જવા દુઃશાસને, વસ્ત્રો હર્યાં વેગે ઘણું,
પણ દ્રૌપદીના આર્ત નાદે, સ્હાય મળી છેલ્લી ક્ષણે.
ગ્રાહે[1] વિપત્તિ પ્રબલ આણી, મસ્તકે હાથીતણે,
તલપુર બુડવી સુંઢ બાકી રહી ત્યાં, સ્હાય મળી છેલ્લી ક્ષણે.
'હમણાં ફજેતો થાય છે' એમ ન્યાત આખી ગણગણે,
નરસિંહ મહેતાની પુરાઇ, છાબ ત્યાં છેલ્લી ક્ષણે.
અવસાનકાલે અજામિલે, મતિ ધરી નારાયણે,
તો જીવનભરના વિરોધીને મુક્તિ મળી છેલ્લી ક્ષણે.
ઘેલી બનેલી ગોપીઓ જે કશાને પણ ના ગણે,
તેને રસિકરાજે ચખાડયો સ્નેહરસ છેલ્લી ક્ષણે.
માર્કંડમૃત્યુ સાધવા યમરાજ જ્યાં પળ પળ ગણે,
ત્યાં શંકરે પ્રકટી ચિરાયુ દઇ દીધું છેલ્લી ક્ષણે.
છે આશ, શ્રદ્ધા, ધૈર્ય તો કાચા સુતરને તાંતણે—
બંધાઇ, આવી પ્રભુ બાજી પલટશે છેલ્લી ક્ષણે.
પ્રભુઅભિમુખ જન તો નિરન્તર બચે છે છેલ્લી ક્ષણે,
ને પ્રભુવિમુખ પામે પરાજય, તેહ પણ છેલ્લી ક્ષણે.

શ્રી ઉ૦

---

## अविद्याना सैन्यसाथे संग्राम करी स्वात्मानंदरूपी स्वराज्यप्रति प्रयाण करवा साधकोने आह्वान.

### પદ. ૮૫ (સેનાપ્રગમન ગતિનો લય)[2]

નિજ દેશ ચલો જઇએ, સ્વરૂપનું રાજ્ય વીરો લઇએ,

---

૧ મગરે, ૨ ઇંગ્લીશ માર્ચનો લય,

હણો સઉ શત્રુતણા બલને, અખંડ લો સુખ, ધારી ગુરુદલને.
પંથ ૭ ચક્રતણે પળો,
વિઘ્ન નડે પણ ના ચળો,
શૌર્ય ધરી રિપુદળ દળો,
પામવા સપ્તમ કમલને; નિજ દેશ૦
સદ્ગુણશસ્ત્ર જ બાંધજો,
અસ્ત્ર સુમંત્રનું સાધજો,
પ્રાણહયે[1] ચઢી વિચરજો,
કંપવું ના લહી અરિદલને;[2] નિજ દેશ૦
રાગ, વિરાગથી મારજો,
દ્વેષ, અભેદથી દારજો,
હુંપદ, જ્ઞાનથી પ્રહરજો,
ધૃષ્ટબલે હણી સકલને; નિજ દેશ૦
[3]મૂલથી આગળ વાધજો,
નાભિ, ભ્રૂમધ્ય ક્રમે જજો,
પેસજો નભે, ન અટકજો,
પામી રહો પદ અચલને; નિજ દેશ૦
છો૦

---

## ત્રિકુટીમાં ધ્યાનસ્થ વૃત્તિનો અનુભવ.

પદ ૮૬. ( એક વેળ ધ્યાનકાળે૦ એલય )

ત્રિકુટીતણા કીનારે, અહાઃ! શું લહું અત્યારે,
ઇન્દુ પ્રભા પ્રસારે, શાન્તિ અતીવ ભારે.
શોધ્યું જડે ન કયાંહિ, રહ્યું તે અમૃત આંહિ,
પીએ યોગિ ધ્યાનમાંહિ, મૃત્યુથી જે ઉગારે; ત્રિકુટી૦

---

૧ પ્રાણરૂપી ઘોડાઉપર. ૨ શત્રુના સમૂહને. ૩ મૂલાધારચક્ર.

સરિતા ત્રિવેણી આ થી! મહામુક્તત્વાભિલાષી,[1]
કરી સ્નાન થઇ દિવ્યાંશી, નિજ અર્થ શીઘ્ર સારે; ત્રિકુટી૦
ચિન્ત્યા મેં નાથને ત્યાં, તેજ ક્ષણે અચિંતા,
આવી નિકટ ભલપતા, કરપાશને પ્રસારે; ત્રિકુટી૦
હું નાથસાથ જામી, ઉર એકતાને પામી,
જ્યાં સ્વામિની ને સ્વામી, ત્યાં કોણ કોને વારે; ત્રિકુટી૦
મુખ શું શકે ઉચ્ચારી, શકે ચિત્ત ના વિચારી,
ભોગો કરાવ્યા ભારી, ત્રિકુટીમાં પ્રાણાધારે; ત્રિકુટી૦
ન ત્રિવેણીમાંહિ વારિ[2], મુજ શ્યામ અદેહધારી[3],
ને ભોગ નિર્વિકારી, એ વસ્તુ કો વિચારે! ત્રિકુટી૦

શ્રી જ૦ દેવી.

---

## जगदासक्तिना त्यागपूर्वक इष्टसाक्षात्कार करवा आह्वान.

पद ८७. [ दिलबर आता पतंग उडाने के, ए लय. ]

झटपट चलना दिलदार बुलाते हैं,
अब तो हम लगाके ध्यान, सुरोंमें सुर मिलाते हैं; झट०
भूल ले वे भूल ले (२) ले भूल,
भूल यहांका भूल ले–भूल सब कुछ भूल ले,
हो के कोंन अब गुलतान, हमेरी संग आते हैं; झट०

---

૧ પરમમુક્તિની ઈચ્છાવાળાઓ. ૨ પાણી. ૩ શરીરવિનાના.

डुल दे बे डुल दे, (२) दे डुल;
डुल जीवन डुल दे, झींदगी सब डुल दे,
चो तो हो अमर मस्तान, मझाका रंग पाते हें;
आवत[1] हो अमर मस्तान, मझाका रंग पाते हें. झट०

श्री र०

---

૧ જે અમારી સાથે આવે છે તે અમર અને મસ્ત બનીને.

७

## बालबालिकानुं इष्टस्तवन.

( बालगीत. )

પદ ૮૮ ( સદ્ગુરુદેવ, ભયહર—એ લય. )

સચ્ચિન્મય[1] બ્રહ્મ, ગુરુવર! આનન્દન[2] બ્રહ્મ, જય! જય! જય!

દો ગુરુ! યુક્તિ, ભુક્તિ, મુક્તિ, ભક્તિ, શક્તિ; સચ્ચિન્મય૦

બાલિકા નમે આજ, લો બાલપ્રણામ સ્વિકારી,

શુભ સંસ્કારી—કરો ફરી ફરી વારી[3]..., ઉદ્ધારી,

અરિહારી, દે...જો હા...રી; સચ્ચિન્મય૦

કરજો કરુણા ધારી, સદાચારી, સુવિચારી,

કરિ અધિકારી, અવિકારી—પદધારી કરવા,

લીજે કર સં...પ્રસા......રી; સ૦

નયનામૃત વિસ્તારી, સિંચો અનુગ્રહવારિ,

ભેદ નિવારી, સુખ દો પ્રકટ પધારી, તો તો,

બલિહારી, હો...બલિહા...રી; સચ્ચિન્મય૦

શ્રી ઉ૦

———•———

૧ સત્ તથા ચિદ્—જ્ઞાનસ્વરૂપ. ૨ આનન્દ આપનાર. ૩ વારી જઈને —પ્રસન્ન થઈને.

## श्री इष्टशरणप्राप्त पुरुषना सन्निश्चयो.

પદ ૮૯ સોરઠ.

તોડી જેણે જન્મમરણુજંજાળ,
પછી તેને શું કરવાનો કાળ; તોડી૦
જીવન પીયૂષાબ્ધિમાં ગળીયું, 'દેહોસ્મિ 'નું ભાન જ ટળીયું,
અજરામરપદ મળીયું; તેને શું૦
બ્રહ્માગ્નિ ભડભડ સળગાવી, પાપપુંજ દીધા પ્રજળાવી,
અનુભવભસ્મ લગાવી; તેને શું૦
ફરી કરીને એ શું બહુ કરશે, પંચતત્ત્વનું તનુ આ હરશે,
(જે) મરજીવા થઇ ફરશે; તેને શું૦
પ્રભુ ભજીને જે પ્રભુતા પામ્યા, તાપ ત્રિવિધિના જેણે વામ્યા,
સ્વરૂપે સહજ વિરામ્યા; તેને શું૦
નિર્ભય રહે પ્રિય દિલ ! તું આજે, નાથ નૃહરિ તુજ શિરપર રાજે,
ગુણ પ્રિયતમના ગાજે; તુજને શું કરવાનો કાળ.

—દલપતરામ

## इष्टविषे कर्तृत्वाभिमाननो विलय करवो ए ज जीवननुं कर्तव्य छे.

પદ ૯૦ ( દમ્યા વિના મન પ્રાણ૦ એ લય. )

માથે વહે કાં ભાર, કર્તૃત્વાભિમાનનો[૧] ?
શું જગનો કીરતાર, જગમાંથી ઉઠી ગયો !
શ્વાન ગાડાતળે ચાલે, જાણે હું ચલાવું ગાડું,
એવો વ્યર્થ ભાવ શીદ લાવતો, મિથ્યાભિમાનિ !
તારું તો એ પ્રભુ ચલાવતો, તારું૦

૧ બધું હું કરું છું, એ જાતના અભિમાનનો.

તારું તને ન ભાન, તોય (તું) તને મોટો ગણે,
ઘટઘટનો જે જાણુ, તેને તો ભૂલી જતો.
આ હું કરું તે હું કરું, કહી મરડાતો ફરે,
તણખલું પણ તું ન તોડી જાણતો; મિથ્યાભિમાનિ!
મિથ્યા શું હાથને હલાવતો? મિથ્યા૦
હજાર હાથનો નાથ, કરનારો શિર ગાજતો,
હડપચીએ દઈ હાથ, શીદ ચિન્તાને સેવતો.
બાળી તારી ચિન્તા થા તું, પ્રભુબળે ઝુઝનારો,
બેડો જે, સઉનો પાર ઉતારતો; મિથ્યાભિમાનિ!
પ્રભુમાં રે' શ્રદ્ધા તું લાવતો; પ્રભુમાં૦
જ્યાં ત્યાં 'હું કરનાર,' એવો ભાવ વિલાવીને,
'ઓ પ્રભુ! તું કરનાર,' એવું ભાન તું રાખજે.
તારું તું અહં જ્યારે, વિસરે છે પ્રભુ ત્યારે—
અભિમાની થઇ તારા અર્થ સારતો; મિથ્યાભિમાનિ!
જય જય તારો વગડાવતો; જય૦ શ્રી ઉ૦

---

## अंतर्मुख थवा अधिकारसंपन्ना वृत्तिओप्रति संबोधन.

પદ. ૯૧ (પરમ વિજયવંત હો, એ લય.)
અમરદેશવાસિનિ! આજ ઈશગાન રુડું ગાઈએ,
હૃદયસરવિલાસિનિ! દિવ્ય રાસ રચવા હસ્ત સ્હાઇએ.
જુઓ મધ્યબિંદુવિષે સ્વામિ રાજે,
સઉ ત્યાં ધરો લક્ષણાવૃત્તિ આજે;
થવું આપણે તેમની સ્હામસ્હામા,
પ્રભુના વિના દગ્[1] ન પ્રેરો કશામાં:
થઇ અંતર્નિવાસિની, નાથસાથ અખંડ શોભાઇએ.
પ્ર૦ :બ્હેન.

---

1 દષ્ટિ, નજર.

## भक्तिमाहात्म्य

પદ ૯૨ (મારા સંગી થજો એ લય)

જાણો મહિમા ઘણો, સાચી ભકિતતણો,
સઉનો રસાત્મા એ જ છે.
સઘળાં ફળને લણો, સઘળાં દુઃખને હણો,
ભકતને સિદ્ધિઓ સ્હેજ છે.
પ્રભુભક્તિમાં ટહેલતાં, લીયે શ્વાસ જે સંતજી,
પ્રભુ તેને કહે : તાહરા, શ્વાસથી હું ચેતનવંત; જાણો૦
ભક્તહૃદય ઉભરાય જો, ભક્તિથી વારંવાર જી,
પ્રભુ તેને કહેઃ તુજ હૃદય, નિશ્ચય મુજ પ્રકાશનદ્વાર;[૧] જાણો૦
ભક્ત ધરે ઇચ્છા અને, પૂરી ન જો તે થાય જી,
પ્રભુ તેને કહેઃ તો પછી, મારું જીવન ધિક્ક ગણાય; જાણો૦
ઘડી ઘડી જાગી પ્રભુ કહે: 'ભક્તનાં કરું શાં કામ જી,
'એ કરવામાં તો રહ્યાં, મારાં એશ ને આરામ'; જાણો૦
સાધો, સાધો, સાધકો, ભક્તિ ધરી અતિ ભાવ જી,
ભક્તાધીન ભગવાન્ તો, રહેશે તમારા થઇ સાવ; જાણો૦
શ્રી ઉ૦

---

## मंगलमय दिने इष्टश्रीने नमस्कार तथा सत्कृतिनुं पालन.

પદ ૯૩ (હું નથી એવી ભોળી, એ લય)

ભકિતથી પાય લાગું, ભકિતથી પાય લાગું,
મંગળ દિને રે; ભકિતથી૦

---

૧ પ્રકાશ પામવાનું દ્વાર.

વિષયમોહનિદ્રાને ત્યજીને, આજ સ્વરૂપમાં જાગું,
પ્રાતઃકાળથી આપ ઈશના, સ્મરણચિંતને લાગું; ભક્તિથી૦
આધિ વ્યાધિને દેનારી, ક્રિયામાત્ર હું ત્યાગું,
ક્ષણ ક્ષણ મનમતિકાયાવચને, આપવિષે અનુરાગું; ભક્તિથી૦
શમદમાદિનાં દિવ્ય [1]વસનથી, આજ શરીર આ ઢાંકું,
સુગુણભૂષણે મતિ દીપાવી, ઋજુ કરું, હુંપણું વાંકું:[2] ભક્તિથી૦
નિન્દ્ય વિકારો પકડી પકડી, [3]મૃત્યુકાષ્ઠપર ટાંગું,
પ્રભુનો અનુગ્રહપાત્ર થવાને, [4]તપશુચિમાં તનુ દાધું; ભક્તિથી૦
આ આપો તે આપો, એવું કંઇ ન પ્રભુપ્રતિ માગું,
ચરણસ્પર્શથી પૂર્ણ તૃપ્ત થઇ, પ્રભુયશ દશદિશ ભાખું; ભક્તિથી૦
ઉપેન્દ્રપ્રભુનાં ચરણોમાં આ, [5]વિરાટ જોઇ આખું,
કશું પ્રાપ્ત કરવા, ના બીજે, ક્યાંહિ દૃષ્ટિ હું નાખું; ભક્તિથી૦

છો૦

---

## चलित थवाना प्रसंगे वृत्तिउपर अंकुश राखनार धन्य छे.

પદ ૯૪ ( કાનુડો શું જાણે મારી પીડ, એ લય. )

વૃત્તિઓ કેવી રહે વીર !
તેનું અન્વેષણ[6] કરજો રે; વૃત્તિઓ૦
આમ નિર્લોભી રહે, શુણી કેની થાય જ્યારે–
લક્ષ્મી, શ્રીમંતને મંદિર, ખખણે ખનનનનનનન રે; વૃત્તિઓ૦
ચારની વચ્ચે રહે, અક્રોધ એ પરંતુ,
જ્યારે દુર્જનવચનોનાં તીર, વાગે સનનનનનનન રે; વૃત્તિઓ૦
નિષ્કામી શિવમંદિરમાં–રહે, પણ નારી કેરો,

---

૧ વસ્ત્રથી ૨ હુંપણું જે વાંકુ છે, તેને હું સરળ કરું; ૩ ફાંસીના લાકડાઉપર ૪ તપરૂપી અગ્નિમાં શરીરને બાળું ૫ બ્રહ્માંડ ૬ તપાસ કરવી.

ચાપે નૂપુરરવ[1] ઉડતે ચીર; છુમ છુમ છનનનનનનન રે; વૃત્તિઓ૦
સાજેસમે તો રહે, સ્થિર પણ શરીરે જ્યારે,
તાડો થઈ તતડે એ શરીર, તતડે તનનનનનનન રે; વૃત્તિઓ૦
નિશ્ચિંતતામાં રહે, શાન્ત પરંતુ જ્યારે,
ચિંતાની તોપો છૂટે શિર, કરતી ધનનનનનનન રે; વૃત્તિઓ૦
અનુકૂલ પ્રતિકૂલ સઉમાં, અલિપ્ત થઇને જ્યારે,
સમવૃત્તિ બનીને રહે સુસ્થિર, તો તો ધન્ય ધન્ય ધન્ય ધન્ય રે; વૃત્તિઓ૦
શ્રી ઉ૦

---

## પ્રભુનો ઉપદેશ.

પદ ૬૫ (કચ્છી લાવણી.)

પ્રભુકેરા આ ટહેલિયાની, સાંભળો ટહેલ કોઇ સાધો!
આ જાય જીવન જળરેલાસમ, કંઈક કંઇક તો સાધો.
સ્થૂલ સૂક્ષ્મ પ્રતિબંધો ફેડી, જરીક જરીક તો વાધો; આ૦
વાણી, વર્તન, વૃત્તિમાં નવ, ઉપજાવો વિખવાદો; આ૦
જરીક જરીક તો ઘટાડી દો વીર ! વિવિધ વિષયના સ્વાદો; આ૦
આવી મળતી સ્થિતિમાટે નહિ કરશો કશી ફરિઆદો; આ૦
નિરુપાધિકુટીમાં રહેતા રહો, ત્યજી ઉપાધિપ્રાસાદો;[2] આ૦
જીવનભરમાં પૂર્ણપણે સદ્દગુણ સાધો એકાદો; આ૦
આચરવા કાજે એકાદા, શુભ નિશ્ચયને બાંધો; આ૦
સંસારે બહુ ખુંપ્યા રસાથી, કશો ન કાઢશો કાદો; આ૦
જીવત્વનું રંકત્વ દળી, સ્વરૂપનું અઢળક ધન લાધો; આ૦
બાપુ, વિચારમાં નવ રહેશો, કે કરશો ન વિવાદો; આ૦
સહજ સુયત્નથી ઉપેન્દ્રગુરુના, ગ્રહી લો આશીર્વાદો; આ૦
શ્રી ઉ૦

---

૧ પગના ઝાંઝરનો. અવાજ. ૨ સંસારની જંજાળોરૂપી મહેલો.

## इष्टवियोगिनी वृत्तिनी इष्टदर्शननिमित्त उत्सुकता.

પદ ૯૬ ( રસિક નલિની આંહી, એ લય. )

પ્રભુ દર્શનવિના, હું દિવાની બની,
કોઇ આવો, લઇ જાઓ, નાથના ઘરભણી; પ્રભુ૦
અંતરીક્ષ, પૃથ્વી ધુમી, શોધી ગુહા અનેક,
કંઇ કંઇ દુર્ગો ભેદતાં, હતાશ થઇ ગઇ છેક,
ભ્રમિત થઇ છું, શુદ્ધિ ન રહી તનની-મનની; પ્રભુ૦
જગજન જેથી રાચતા, તેમાં રુચિ ન લગાર,
રુચિકર એક જ વિશ્વમાં, મુજ જીવન-આધાર,
કો મિલાવે, તો થાઉં તેની જન્મની ઋણી; પ્રભુ૦
ક્યાં છે પ્રભુના વાસ ને, ક્યાં છે પ્રભુનાં આસ્ય[1],
જાણભેદુ બતલાવશે, મુજ ઉરતણા ઉપાસ્ય,
દયા આણી, દાઝ જાણી, આ દિવાનીતણી; પ્રભુ૦

પ્ર૦ બહેન.

---

## केवी स्थितिवाळो मनुष्य इष्टदर्शन करवा समर्थ थाय छे.

પદ. ૯૭ ( અંતર રે, અહાહા, એ લય. )

ઓ પ્રભુદર્શન ચહાનાર! પ્રભુકાજે શું કર્યું તે વિચાર.
કહે, પ્રભુ તુજ ઉદ્ધારનાર, અને ચહાતો તું તુજ ઉદ્ધાર રે ? ઓ૦
પ્રભુખાતર અશ્રુધારા શું વહી તારા, નેત્રોથી રાતોની રાત,
કદી પણ તેં તુચ્છવત્ જાણી છે, પ્રભુની ખાતર તારી જાત રે ? ઓ૦
પ્રભુની ખાતર એવો કદીએ બની ગયો, છે શું તું ઉરથી ઉદાસ ?
અન્ન ન ભાવતાં, ભાણાં ભર્યાં, ખાધાવિણ રહ્યાં પડી તુજ પાસ રે; ઓ૦
સુવસ્ત્ર ગમતાં ન પ્હેરવાં, બોલવું કરવું ગમે નહિ કાંઇ,
પ્રભુવિણ એવી દશા તેં શું ક્ષણ પણ, અનુભવી છે ઉરમાંહિરે; ઓ૦

---

૧ મુખ.

જાગરણો કીધાં કેટલાં પ્રભુની ખાતર કહે તે તો ભાઈ!
મોજમઝા કહે કેટલી ત્યાગી, પ્રભુઅર્થ ત્યજી શી કમાઇ રે? એ૦
પ્રભુની ખાતર કીર્તિ–ધન દેનારા, વ્યાપારોને મારી લાત,
કહે તેં પ્રભુઅર્થે કેટલો કાળ છે, ગાળ્યો જઇ એકાંત રે? એ૦
દૃષ્ટિ પ્રભુમાં, વૃત્તિ પ્રભુમાં, ચિત્ત ને મન પ્રભુમાંહિ,
સ્મૃતિમાં પ્રભુ, વાણીમાં પ્રભુ, ધ્યાનમાં–પ્રભુ,
એવું અનુભવ્યું કાંઇ રે? એ૦
પ્રભુ ન મળે કદી વિષય સેવ્યે અને, પુરુષાર્થે રાખ્યે આલસ્ય,
પ્રભુઅર્થ અર્પવું સઘળું જીવન એ જ, પ્રભુદર્શનનું રહસ્ય રે; એ૦
શ્રી ઉ૦

---

## प्रभुने संगमां रहेवा जीवोनी प्राथना.

પદ ૫૮ (અમે તો પિંજરીયાનાં પંખિ૦, એ લય.)

અમે તો અણુજાણ્યાં એકલડાં પ્રભુ! સંસારમાં રે,
તમસાથ કરો બેકલડાં આ અવતારમાં રે.
સાર અસાર ન કાંઈ સમજીયે, બુદ્ધિહીન છઇએ સઉ હજીએ,
ભેદ ન લહીએ શુલી કે કંસારમાં રે; અમે૦
સત્ય અસત્ય ન પરખી લઇએ, વિવેકદૃષ્ટિ હજી નવ ગ્રહીએ,
અમે વહીએ અન્ધતણી લંગારમાં રે; અમે૦
ઉતારુ અણુજાણ્યાં અમે હોઇ, યોગ્ય ધર્મશાળા પ્રભુ કોઇ,
જડતી નથી અમને આ જગવિસ્તારમાં રે; અમે૦
અમ ચિન્તા લેજો તમમાથે, સંસારે રહીને અમસાથે,
સ્થાપો અમને સાચા સુખભંડારમાં રે; અમે૦
દુઃખીના બેલીરૂપે જાણી, કહીએ નાકલીટી પ્રભુ! તાણી,
રક્ષણ અમારું કરજો જગદ્વિહારમાં રે; અમે૦
श्री जा० देवी.

---

## हरिस्मरण केवुं थवुं जोइए ?

પદ ૯૯ (પ્રભુવિણુ કરીશ ન કોઇની આશ, એ લય.)

રટ રટ હરિગુરુ હરિગુરુ ૐ.
એવું રટણુ કર, એવું રટણુ કર, દેહનું ભાન ભૂલાયે,
મન પણુ અન્યનું ચિન્તન કરતાં, ગુંચવણુમાં પડી જાયે; રટ૦
હરિરટણુવિણુ ક્ષણુભર જિહ્વા-ને અવકાશ ન દેતો,
અન્ય સ્ફુરે તે પૂર્વે ચિત્તે, હરિપ્રવાહ કર વહેતો; રટ૦
હરિનું ભજન હરેક પ્રકારે, અખંડ જાગ્રત્ રાખે-
અંતર્માં તો, પ્રસાદ પ્રભુના, દિવ્ય રૂપનો ચાખે; રટ૦
ઇતર વૃત્તિને ઉદ્‌ભવવા તું, અવકાશ ન દે રહેજે,
હરિચિણુગારી મૂકી બીજું, ચિન્તન બાળી દેજે; રટ૦
હરિ રટતાં જેમ હાલ તને કંઇ, બીજું ઉર સ્ફુરી આવે,
અન્ય ચિંતતાં ઓચિંતું મન, હરિનું સ્મરણુ કરાવે; રટ૦
ત્યારે જાણુજે હરિચિન્તન અં-તર્માં ઘર કરી બેઠું,
પછી ન નીકળે એ ઉરથી કદી, પેઠું એ તો પેઠું; રટ૦
આરંભે આવું થાતાં લગી, રટણુ ન છોડીશ વીરા !
જો પછી કેવા પ્રભુ પણુ તુજને, મળવા થાય અધીરા; રટ૦

શ્રી ઉ૦

---

## इष्टमां अभेदभावने पामवा इच्छनार वृत्तिना उद्‌गार.

पद १०० [ प्यार मोहनीयाँ, नीभाना होगा-ए लय. ]

हमको तुमसें मिलाई देना,
मिलाई देना, एक ही कर लेना; हमको०

मंय देनेकुं अर्ज करुं तब,
    दाम न देना, दुवाई[1] देना; हमको०
मंगन होके मागुं जब में,
    हेम[2] न देना, हृदय दे देना; हमको०
वासकरन में स्थानक चाहुं,
    धाम न देना, चरण दे देना; हमको०
अगनसें शांतिमिलन चहुं जब,
    प्याला न देना, प्रेम ही देना; हमको०
(मैं) दुर्बल, भूखहरन जब चाहुं,
    अन्न न देना, अमृत दे देना; हमको०
मिलनयोग नव आवे तब लग,
    कुछ न देना, कृपा तुम देना; हमको०

श्री उ०



## तत्त्वाभ्यासनो फलानुभव.

पद १०१ (જ્યારે આવે નવીન જુવાની० એ લય.)

દૃષ્ટિ પલટે તત્ત્વચિંતને સૃષ્ટિ નવીન જણાય,
લાગે મીઠી વીણા વિજુની, ભીષણ ગર્જનમાંય.
    જે જડ દુઃખ જગત્ કહાય,
    છે ચિત્સુખ અનુભવ થાય,
    વિલસતું બ્રહ્મ જ બ્રહ્મ લહાય; દૃષ્ટિ०

---

૧ આશીર્વાદ. ૨ સોનું,

અહંબ્રહ્મની બંસી બોલે,
રસનિધિનીર ઉછળે છોળે,
ઉર અજબ મસ્તિથી ડોલે,
પીવા અમરરસ મળે, જનિમૃતિ ટળે,
ફળે સંકલ્પતણો સમુદાય; દૃષ્ટિ૦

ચુનીલાલ જ૦ ઓઝા.

---

## वाणीनिरोध सेववा प्रबोध.

પદ ૧૦૨ [ કોઇ જાજો એ હંસાના માનસની પાસ, એ લય ]

કોઈ જિહ્વાને સ્વછન્દી કરશો ન લેશ,
કોઈ પ્રકટાવશો ના જિહ્વામાં આવેશ; કોઇ૦
દ્રૌપદીએ જિહ્વાપરનો છોડયો અંકુશ,
ચીર સભામાં લુંટાયાં જ્યાં બેઠા પુરુષ,
કર્મચાંડાલપાસ,[1] જેના ખેંચાયા કેશ; કોઇ૦
શાણી સીતાએ લક્ષ્મણુસાથે ધારી હામ,
વાણી વાપરવામાંહિ છૂટી મૂકી લગામ,
લાગ સાધી તો ખાસ, લેઇ ચાલ્યો લંકેશ[2]; કોઇ૦
સેવો વાણીનિરોધ સદા રહી પ્રસન્નચિત્ત,
શુભવિના ન કોઇ[3] વાણીમાં સ્ફુરાવવું ઉચિત,
જાણો પ્રભુનો નિવાસ, ત્યાં તો રહે છે હમેશ; કોઇ.

શ્રી ઉ૦

---

## प्रतिकूलता ए विवेकीने हितजनक द्वार छे.

પદ ૧૦૩ ( આ સ્વપ્નાસમ સંસાર૦ એ લય )

પ્રતિકૂલતા એ પણ દ્વાર, હિતકેરું આ સંસારે,
અનુભવ વિવિધ અપાર, મળતા પ્રતિકૂળદ્વારે.

---

૧ દુઃશાસનપાસે. ૨ રાવણ. ૩ વૈખરી, મધ્યમા, પશ્યન્તી વગેરેમાં.

અંતરમાંથી શમાવી વિહ્વલતા, સહે શાંતિથી જે પ્રતિકૂલતા,
સુખના ન તોટા,–તેને, બન્યા તે મોટા,
તે કરતા દુઃખસંહાર રે :—
પ્રતિકૂલતામાં પ્રહ્લાદ તરીયા, પાંડવ પણ પ્રભુને ઝટ વરીયા,
પામ્યા સુદામા,–લક્ષ્મી, પ્રતિકૂલતામાં,
એવાં દૃષ્ટાંત અપાર રે :—
ઉંડાણુથી તેને જોયાથી, પ્રતિકૂલતાની ખુબી સમજાતી,
આવ્યો વિતાવે, પ્રસંગ અનુકૂલ ભાવે,
તેનો જય જરુર થનાર રે :—
પ્રતિકૂલતાપડદાના પૃષ્ઠે, પ્રભુ રહ્યા જે મળે ન્યૂન કષ્ટે,
થાતી કસોટી, પૂરી, ન થાતાં ખોટી,
મળતા ઝટ વિશ્વાધાર રે :—
પ્રતિકૂલ પણ અનુકૂલ ગણી લેવું, આપણું એ કર્તવ્ય લહેવું,
ડરો ન લગારે, રાતે નહિ તો સવારે,
પ્રતિકૂલતા જરૂર જનાર રે :—
દુર્બલ બનવું નહિ કોઇ રીતે, આગ્રહથી સુખદુઃખમાં નિત્યે,
નૃહરિ નિરખવા, પાસે પછી જરી ટકવા—
પ્રતિકૂલતાના નથી ભાર રે :—

શ્રી જ૦ દેવી.

---

## श्री इष्टानुभवी वृत्तिना उद्‌गार.

પદ ૧૦૪ ( લાગી લગન મને તારી, એ લય )

લાગી અમારી હવે તાળી, એ વરશું,
લાગી અમારી હવે તાળી.
પરસ્પર પુરાણી પ્રીતવાળી; એ વરશું; લાગી૦

પ્રીતિની જ્યોતિ જગવવા ભીતરની,
અમે તો પરસ્પરની, અંતરૂની દૃષ્ટિમાંહી દૃષ્ટિ ઢાળી; એ૦
સંયોગસુખ દીઠું નિકટ ઘણું જ્યાં,
અંતર્ બાહિરતણું ત્યાં, અણુમાં અણુ તે પણ ગયું હાલી; એ૦
એકલા જીવનસર્વસ્વ જણાયા જ્યાં,
ને ભેદો રહ્યા ના ક્યાં, ત્યાં હૃદયે હૃદય રહ્યું મ્હાલી; એ૦
સંયોગઆનન્દ અનુપમ લીધો,
પર્યાપ્ત[1] પ્રેમ પીધો, દીધો આત્મામાં આત્મા ત્યાં ઓગાળી; એ૦
અભેદાભવનું ત્યાં પૂર ચઢતું આવ્યું,
અદ્વયમોજું ઉછાળ્યું,[2] ખાળ્યું શકાયે ના એ હવે ખાળી; એ૦
પ્રિયતમ કો ને પ્રિયાએ હવે કો છે?
એ કલ્પનાચિત્રો છે, એ તો છે વાતો અગમ્યતાવાળી; એ૦

શ્રી ઉ૦

---

## इष्टमंत्रनो जप करवा मनने उपदेश.

પદ ૧૦૫ ચરખો. (તુંહિ રામ તુંહિ રામ તુંહિ રે એ લય.)

ગુરુ ૐ ગુરુ ૐ ગુરુ ૐ, તું તો જપી લે મનવા! ૐ મંત્ર,
જપ ગુરુ ૐ, ૐ ગુરુ ૐ ગુરુ.
સારતણા છે સાર સદ્‌ગુરુ, પ્રણવમંત્રલક્ષ્યાર્થ,
જપીને સત્વર સારી હવે લે, શાસ્ત્રવિહિત પુરુષાર્થ;
હૃદયે વૃત્તિ સ્થાપી રે; તું તો જપી લે૦
વાચકથી વહી ઉપાંશુમાંહિ, મનોમયે ચઢ વીર!
ધ્યાન તથા શૂન્યે વધી ગુરુવર–જોજે અંતર્બાહિર; હૃદયે૦
સારરહિત સંસાર નિરખવા, સારતણો આગાર,
જાગત્ સ્વપ્ન સુષુપ્તિમાં રટ, ગુરુ સુખપારાવાર[3]; હૃદયે૦

---

૧ તૃપ્તિસુધી. ૨ એકતારૂપી મોજું. ૩ સુખના સમુદ્ર.

પ્રતિક્ષણુ વાણી વહેતી રહેતી, તુજને તે ન અજાણ,
સદ્‌ગુરુરંગે રંગી તેને, જો ગુરુપદ નિર્વાણુ; હૃદયે૦
જપે ભલે કો તનધનદારા, સુતગૃહગ્રામ ગરાસ,
સહુનું મૂળ શ્રી ગુરુ જપી તું, ગુરુત્વમાં કર વાસ; હૃદયે૦
ગુરુથી ગુરુ નથી અન્ય કશું અહિં, લઘુ આ વિશ્વ સમગ્ર,
નરહરિ ગુરુ રટિ ગુરુમય થાતાં, પુનઃ ન રહેવું વ્યગ્ર; હૃદયે૦

છો૦

---

## आत्माना अद्भुत दर्शननो थतो आनन्दानुभव.

પદ ૧૦૬ [નેણુમાં નિદ્રા ના'વે જરી, એ લય.]

ઘડી ઘડી મુખડું મલકાઇ જતું,
ઘડી ઘડી મનડું મલકાઇ જતું,
ઉરમાં ભાળીને આતમારામ રે; ઘડી ઘડી૦
અપરિમિત તૃપ્તિ મારા અંતરમાં પામું રે,
સિદ્ધ થયા વિણુ કોઇ કામ રે;
ઘડી ઘડી મુખડું મલકાઇ જતું.
શોધ્યે ન જડતો તેને, માગ્યે ન મળતો તેને,
વસી રહ્યો જોઇ ઠામ ઠામ રે;
ઘડી ઘડી મુખડું મલકાઇ જતું.
અરૂપ અનામી એ તો, એવું જાણું છું તોયે,
બોલાવું જ્યાં હું દઇ નામ રે;
ઘડી ઘડી મુખડું મલકાઈ જતું.
સર્વ ક્રિયાનું એ તો કારણુ, પણુ એમાં ઠરતાં,
મુજને મળતો જોઇ અચલ વિરામ રે;
ઘડી ઘડી મુખડું મલકાઇ જતું.

જેનાથી ઉરમાં ઉજ્જ્વલ-તાની સીમાને જોઉ,
તેને કહેતાં હું મારો શ્યામ રે;
ઘડી ઘડી મુખડું મલકાય • જવું.
શ્રી ૩૦

---

## જીવત્વના બન્ધનથી મુક્ત કરવા શ્રી સદ્‌ગુરુને વિજ્ઞપ્તિ.

પદ ૧૦૭·(ખુને જિગરકો પીતે હૈં ય, એ લય)

ગુરુ! આપ શરણે આવ્યો રે, મને જાણો બન્ધીવાન,
ગુરુ! બન્ધથી છોડાવો રે, મને જાણી બન્ધીવાન.
મારી વહારે હવે ઝટ દોડો, હું કેદે સડયો નથી થોડો, નાથ!
હવે બન્ધન મારાં તોડો, આ કેદથી છોડો છોડો;
મુજને જાણી બન્ધીવાન. ગુરુ૦
રાખે અમલદારો બીજા, શિક્ષા જ ચાલુ છો,
પણ આપ તો મુકતત્વ દો, કાં જે કૃપાલુ છો;
હું કરગરી કરગરી માગું, કરતો નથી કાંઇ તાગું, નાથ!
હું પાવલે પ્રભુ! લાગું, જોશો નહિ જરી આઘું
મને જાણી બન્ધીવાન; ગુરુ૦
તમ પાસ આવી યાચવા, મુજ હક ઉઘાડો છે,
કાં જે ગુરુ ને શિષ્યનો સંબન્ધ ગાઢો છે,
પ્રભુ! આપના દરબારે, બન્ધી બનીને દ્વારે, નાથ!
પડે ઉભા રહેવું મારે, એ શોભતું શું લગારે!
એટલું જ કહો અત્યારે:
જા તને છોડયો બન્ધીવાન!
શ્રી ૩૦

---

## શ્રીસદ્‌ગુરુજય.

પદ ૧૦૮ (રંક દાસની આજ વહારે૦ એ લય.)

સર્વ બ્રહ્માંડાધીશ સદ્‌ગુરુવર ! જય જય !
જય સુખમય ! જય ચિન્મય ! જય સન્મય !
હો સદ્‌ગુરુવર ! જય જય જય જય !
આપનું સ્વરૂપ અતર્ક્ય ને અદ્વય,
જેને સેવનાર બનીને નિ:સંશય,
ફરે વિશ્વે થઇ નિર્ભયના નિર્ભય,
હો સદ્‌ગુરુવર ! જય જય જય જય !
આપ ધ્યાન ઉરે ઉપજાવે સ્વાશ્રય,
કરે ધ્યાનિ નિજ શત્રુનો પરાજય,
ભલે હોયને એ દુર્જયમાં દુર્જય;[૧]
હો સદ્‌ગુરુવર ! જય જય જય જય !
સાધકોપર પ્રસારી પૂર્ણ પ્રશ્રય,[૨]
દહી સહજમાં જ આજ ઉપાધિત્રય,[૩]
પ્રભુ ! આપો સુખ અક્ષય ને અવ્યય;[૪]
હો સદ્‌ગુરુવર ! જય જય જય જય !
શ્રી ઉ૦

---

૧ ન જીતાય એવા. ૨ પ્રીતિ. ૩ આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક. ૪ વિકારનિનાનું.

## संसारनी मनःकल्पितता.
## पद १०९ राग आशावरी.

यह संसार है मनका तमासा,
जीवकों भया सो गलेका फांसा; यह० टेक.
ज्यौं बाजीगर बाजी रचत है,
सत्यपनेकी तहां नाहि आशा; यह० १
जग सब सत्य समान दिखे सो,
सत्यस्वरूपसें हुवा है प्रकाशा; यह० २
ज्यौं स्वप्नेमें राजभोग यह,
जाग्रत्में मात्र रहत है खासा; यह० ३
त्यौं जाग्रत् भी नहिसा होवे,
जाइ करे जब सुषुप्तिमें बासा; यह० ४
मनका रच्या यह मनमें रहेवे,
प्रान छूटे जब आइ बगासा; यह० ५
आशा तहां बासा पुनि होवे,
ज्यौं जड बीज रखी जात है घासा; यह० ६
खेल सो जाने जुठाका जुठा,
(जो) बाजीगरका रहे होइ दासा; यह० ७
ज्ञानीकों दुःखरूप जग नाहि,
अज्ञानीकों सदा भवपाशा; यह० ८
न्यारा सो न्यारा ना कोहु मानत,
जानत ज्यौं जलमेंहि बतासा; यह० ९

नृसिह जीवन्मुक्त भये सो तो,
जानीए सिन्धुमें लूनका नाशा;                यह० १०

श्रीमन्नृसिंहाचार्यजी.

---

## भक्तिमती वृत्तिना श्री इष्टप्रति उद्गार.

પદ ૧૧૦ [શાથી આમ છૂપાતા મારા પ્રભો! એ લય]

હું તો થઇ છું દિવાની, તારે લીધે,
તારે લીધે, વહાલા! તારે લીધે;          હું તો૦
સંસારીયાનાં સઘળા સંબંધ છોડીને,
સહી રહી જગસુખહાનિ, તારે લીધે;          હું તો૦
એકલી અટુલી બની, આવી હું અંતરકેરા—
અજાણ્યા પ્રદેશે છાની, તારે લીધે;          હું તો૦
છુપાયો જ્યાં હોય ત્યાંથી પ્રિયતમ! તું સદ્ય પ્રકટજે,
મૂક્યાં મેં અન્ન પાણી, તારે લીધે;          હું તો૦
અખંડ અભિમાની રહેતી સર્વ પ્રસંગમાં તે,
આજે થઇ નિરભિમાની, તારે લીધે;          હું તો૦
હૃદયમાં દર્શન દે ઓ હૃદયના નાથ! હાવે,
થઇ રહી ત્યાં હું ધ્યાની, તારે લીધે;          હું તો૦
આજ હું જીવું વહાલા! એક જ, તારે લીધે,
મળીશ ન તો મરવાની, તારે લીધે;          હું તો૦

श्री ज० देवी.

---

# इष्टद्वारा भक्तनुं संतत हित सधातां भक्तना उद्गार.

પદ ૬૧૧ (બહેની વસુંધરા તપતી છે આજ, એ લય)

વહાલો વિરાજતો મુજ અંતરમાંય,
ભય નથી હાવે મારે,
મને મળી સમર્થ ધણીની છાય,
ભાગ્ય ઉઘડીયું ભારે.
વાલીડો મુજ પર નાંખે, અમૃતકિરણો નિત્યે,
અનવધિ વ્યતી શાંતિ ચિત્તે રે; ભય નથી૦
વાલીડો મારા વ્યાધિ આધિ ઉપાધિ ટાળે,
મને પ્રતિક્ષણે સંભાળે રે; ભય નથી૦
જે સમયે જે જે જોઈએ, વહાલો તે મુજને આપે,
કાળજી મુજ રાખે આપે રે; ભય નથી૦
ધન ધાન્ય તથા પશુ પુત્રો, આપી મને સંતોષે,
આથી પણ અધિક પોષં રે; ભય નથી૦
વાલીડો મારા ઉરમાં, સદ્‌ગુણનાં બીજક વાવે,
નિત્ય ઉછેરી ફળને લાવે રે; ભય નથી૦
વાલીડો વિધવિધ વિદ્યા, મુજને પ્રયાસે થોડે,
શિખવે રહી અંતર કોડે રે; ભય નથી૦
વાલીડો મારે માટે, વૃષ્ટિ રુડી વરસાવે,
ફળ, અન્ન વિવિધ ઉપજાવે રે: ભય નથી૦
વાલીડો મારે માટે, હય હસ્તિ વાહન રચતો,
રચી સ્વર્ણ મને શોભવતો રે; ભય નથી૦
વાલીડો મુજને આપે, મોટા મહાલય રહેવા,
ભૃત્યો દે કરવા સેવા રે; ભય નથી૦
વાલીડો રુડા મિત્રો, આ દેશ ને પરદેશે,
દઈ હિત મુજ કરે અતિશે રે; ભય નથી૦

વાલીડો મારા મનની, શક્તિ સહાય વધારે,
મુજ વિવિધ અર્થને સારે રે; ભય નથી૦
વાલીડો મુજને નિત્યે, ઉંચે ઉંચે લઈ જાતો,
મને નિજસમ કરવા ચ્હાતો રે; ભય નથી૦
સ્વચ્છંદી થઈને નીચો, હું કોઈ સમય પળાતો,
(પણ) રોષે વહાલો ન ભરાતો રે; ભય નથી૦
ઉન્માર્ગતણાં દુઃખોને, દર્શાની મુજને પ્રેમે,
સન્માર્ગે લાવે રહેમે રે; ભય નથી૦
વાલીડો મારે માટે, નરહરિરૂપે અવતરીઓ,
જય કરી મુજ સ્વરૂપે સરીયો રે; ભય નથી૦
વહાલો મુજ અર્થે પાછો, ઉપેન્દ્રતનુમાં આવ્યો,
દશદિશ જયઘોષ ગજાવ્યો રે; ભય નથી૦
વહાલાના ગુણને ગણતાં, નેત્રોમાં અશ્રુ આવે,
વર્ણવતાં લેશ ન ફાવે રે; ભય નથી૦
બાહ્યાંતર નિરખી નિત્યે, ઉપેન્દ્ર નૃહરિ વાલીડો,
હું ફરું, થઇ ગ્રાને, રીઢો રે; ભય નથી૦
છો.

---

## परमात्मासाथे अभेदचिंतन.

### पद ११२ गझल.

पहेचानता—पहेचानता में, तुं हि मेरा हय खुदा,
जानता में—जानता में, तुं न में कभी हय जुदा.
में खेलता तुझ गोदमें, मुझ जीगरमें तुं खेलता,
में फेलता तुझ रूपमें, मुझ रूपमें तुं फेलता.
में तेरा कदमोंपे पडा, तुं मेरा सरपर हय खडा,
तुझमें जडा हुं में सदा, मुझमें तुं हि तुं हि जडा.
तेरा शरन मेंने लीया, मेरा शरण्य[1] तुं हो रहा,

---

१ શરણમાં ગ્રહણ કરનાર.

तुझमें लहा सो मुझमें, मुझमें सोही तुझमें लहा.
मालिक! मैं ये स्थूलमें भी देखता हुं क्या अहा!
तुं मेरी चश्मोंमें रहा, में तेरी चश्मोमें रहा.
कहेना रहा अब कुछ नहि, ना भेद हय अब काहुका,
हो चुका, दिलदार! होना था सोही अब हो चुका.
श्री उ०



## पोताना वडे कराती भक्तिहीन क्रियाप्रति लक्ष न देवा साधकनी प्रार्थना.

પદ ૧૧૩ (કથિરમાં મોહ ધરે શું ભાઇ, એ લય.)
પ્રભુ! મુજ કૃતિમાં બહુ ખામી, દૃષ્ટિ ના કરશો એ સામી.
ખરા દિલથી કરું પરિશ્રમ, ભરવાને મુજ પેટ,
પ્રભુના કામવિષે હું કરતો, માથાઉતાર વેઠ; પ્રભુ૦
મારે ઉત્તમ વસ્ત્રો જોઇએ, પડે ન એમાં ખામી,
આપના પૂજનમાં વસ્ત્રાર્થે, नाडाछडिं दधामि';[1] પ્રભુ૦
મુજ સુખકાજે રાત દિવસ હું, શ્રમને કરું અતિશે,
આપને કાજે 'ब्राह्मणद्वारा-पूजनमहं करिष्ये;[2] પ્રભુ૦
મુજ ભોગાર્થે વાપરતાં, ધન વસ્તુ ગણું નકામી,
આપ નિમિતે ધનને બદલે, 'जलं समर्पयामि;[3] પ્રભુ૦
હું પકવાન્ન જમું, તમને ખારેક મુકું હું હરામી,
આંખ મીંચી વળી કરું મિથ્યા, 'नेवेद्य निवेदयामि;'[4] પ્રભુ૦
ભાવભક્તિહીન ક્રિયા કરું તો પણ વળી કહું હું આખર,
આ મારી સત્ક્રિયા (!) વડે, હું પર 'प्रसीद परमेश्वर;[5] પ્રભુ૦

---

૧ નાડાછડી આપું છું. ૨ બ્રાહ્મણની મારફત પૂજન કરાવું છું. ૩ પાણી મુકું છું. ૪. નૈવેદ્ય ધરાવું છું. ૫, હે પ્રભુ પ્રસન્ન થાઓ. ૬ એ નામની યોગની ક્રિયા.

"વિપરીતકરણીની ફલપ્રાપ્તિ, જાણું જે યોગે વર્ણી,
જાણો તમે શું સત્ફલ (!) દેશે, આ મુજ વિપરીત કરણી !! પ્રભુ૦
મોટા છો પ્રભુ નીભાવી લેજો, લીધું આપનું શરણું,
તારી લેજો અંકે ધારી, જેમ તારે નદી તરણું; પ્રભુ૦
શ્રી ઉ૦

## બે પ્રશ્નો

પદ ૧૧૪ [જરા કહોજી સાંવરીયા શાં—એ લય]

જરા કહો તો જન્મીને જગમાં શું શું કર્યું ?
શું શું કર્યું ? શું ખોયું—સંઘર્યું ? જરા૦
પૂછું ના કંઇ અધિક પણ માત્ર બે પ્રશ્નો પૂછું છું હું,
મને ના, પણ તમારા હૃદયને ઉત્તર દીયો એ કહું;
પડયું દુઃખ જે સમય, તે સમય, નિશ્ચય જે રુડા કીધા,
કહોને દુઃખ વીત્યા પછી તે શું આચારે મૂકી દીધા ? જરા૦
પુછું બીજું, મળ્યું સુખ જે સમય તે સમય સુખમાંથી,
બીજાને અંશ દઇ થોડોય, ઉદ્ધાર્યા, શું દુઃખમાંથી ?
કર્યાં આ બે હશે કાર્યો, જીવન તો તો સફળ જાણો,
કર્યું ના છો બીજું તોએ, જીવનલ્હાવો સદા માણો; જરા૦
શ્રી ઉ૦

## बालिकानी सुप्रसन्न दृष्टि.

[ बालगीत ]

પદ. ૧૧૫ (ફુલની પાંખડી લો પ્રાણ. એ લય)

રુડી મારી મલક—મલકતી આંખ,
એ તો પ્રાણપંખિની પાંખ; રુડી૦
કંધકની આંખે ક્રોધ ભભુકે, કરે બાળીને ખાખ,
હૃદય શીતળ કરનારું મારું, આંખનું અમૃત ચાખ; રુડી૦

જે આંખથી બતલાવે તિરસ્કૃતિ, કલેશ દ્વેષ કે ધાક,
તેવાને તો કહું આંખ તુજ, ઢાંક ઢાંક જરી ઢાંક; રુડી૦
ચાંદરણાસમી ચમકતી આંખે, પ્રેમ પ્રસારું અથાક,
ઉદાસી ને દુઃખીકેરાં હું, દુઃખો હરું તડાક; રુડી૦
અખંડ આનન્દથી ભરેલી, આંખ તારી તું રાખ,
પ્રભુના રસમય રૂપને સઉમાં, ઝાંખ ઝાંખ તું ઝાંખ; રુડી૦
શ્રી ઉ૦

---

## शून्य शिखरप्रति प्रयाण करवा अर्थे साधकोप्रति वचनो.

પદ. ૧૧૬ (ગાઓ ગાઓ વીરો! ગુરુપદ, એ લય.)

ચાલો, ચાલો, શૂન્ય શિખરપર,
મ્હાલો, મ્હાલો, થઈ અજર અમર.
છોડી જગની બધી ભ્રમણા, અગમ અગોચર પદ વરજો,
ચિંતન ત્યજી, સ્થિરતા સજી, નિઃસંકલ્પ થવા ઉર આદરજો,
પ્રણવમંત્ર ફિર ઉચ્ચરજો,
મનને સહગામી કરજો,
વૃત્તિ લીન કરી, ઊર્ધ્વે ઝટ સરી, મુર્ધે સહસ્રદલે ઠરજો.
મહેશપદમાંહિ ઠરતાં, સ્વામી વરી જીવપણું હરજો,
મહદૈશ્વર્યે વિહરજો, આગળ ત્યાંથી ડગ ભરજો,
તેથી પર એક પરમતત્ત્વના, અવ્યક્ત પટમાં ઝટ સરજો.
મહાકાશમાં સંચરજો,
નિઃશેષ અહં વિસ્મરજો,
સચ્ચિત્ સુખઘન, હું વિણુ અન્ય ન, એ અનુભવથી હૃદય ભરજો,
અભયઅજયપદ સુખમય અનહદ, વરિ જય જય કરી ઉદ્ધરજો.
શ્રી ઉ૦

---

१

## स्तवन.

[ बालगीत. ]

પદ. ૧૧૭ (જય શ્યામસુન્દર સુખકારી રે, એ લય)

ધન્ય ધન્ય ઓ નાથ! નિરંજન રે, મારું મન થતું રંજન રંજન.
મારું મન થતું રંજન રંજન રે, આંજી નયનમાં આપનું અંજન; ધન્ય૦
અનુગ્રહવર્ષણ જોઇને કૃપાઘન! નાચે મયૂરમન થનગન રે, મારું૦
આપનું ક્ષણ પણ થતું જ્યાં દર્શન, છૂટતાં તત્ક્ષણ બંધન રે; મારું૦
કરું ઉપેન્દ્ર કરી જયગર્જન, વંદન વંદન વંદન રે; મારું૦

શ્રી ઉ૦

---

## वास्तव भक्तिनो उदय थतां अन्तःकरणनुं थतुं विरागमय स्वरूप.

પદ. ૧૧૮ કાફી.

ભક્તિ તો જેને ભાવી રે, તેને તો બીજું કાંઇ ન ગમે,
વિષયે વિરાગી રે, મન હરિવરશું રમે. ટેક.
આ લોકમાં બીજું કાંઇ ન ઇચ્છે જેનું, હરિશું હળીયું ચિત્ત,
સ્ત્રી સુત ગૃહ કે ક્ષેત્ર ન રુચે વળી, મોહે ન નિરખે વિત્ત,
તાળી એક લાગી રે, હરી ફરી હરિમાં શમે; ભક્તિ૦ ૧
ષડ્રસ ભોજન જમી નવ હરખે, પ્રીતે ન પહેરે શુભ વસ્ત્ર,
નાના રૂપમાં તે નવ લોભે જેને, જડીયું છે સાચું શસ્ત્ર,
નિર્ભય થઇને ખેલે રે, તેને રિપુદલ ના દમે; ભક્તિ૦ ૨

ભય પામી ન વિષયથી ભાગે, ન મથી વિષયે વહી જાય,
વિધવિધ વેષ ધરી નવ રાચે, સાચે હૃદયે સુખ ન્હાય,
વૃત્તિ વાળી હરિમાં રે, સુખ દુઃખ સઘળું ખમે; ભક્તિ૦ ૩
ઇન્દ્ર ગન્ધર્વ ને અન્ય જે લોકો, સુખદાતા સઉ ગાય,
તે સુખને જે સ્વપ્ને ન ઇચ્છે, ધૈર્ય ધરીને ધાય,
અખંડ સુખ લેવા રે, નિત્ય નિજ પદમાં નમે; ભક્તિ૦ ૪
ઇન્દ્રિય સઘળી રાખે નિયમમાં, વળી ચિત્ત બુદ્ધિ મન,
દીસતો સંગી પણ હોય નિઃસંગી એવો, સરલ સુભાગી હરિજન,
નૃસિંહ ન ડગતો રે, ચઢતો ચાલે ક્રમે ક્રમે; ભક્તિ૦ ૫

શ્રીમન્નૃસિંહાચાર્યજી.

---

## इष्टसाक्षात्कारअर्थे दृढ प्रयत्न करवा प्रवृत्त वृत्तिनी प्रतिज्ञा.

પદ ૧૧૯ (ખેંગાર તેં ખુબ રે કીધી, એ લય.)

જોવાને વિશ્વવિહારી, પ્રતિજ્ઞા આજ મેં ધારી.
ખોળીશ આકાશ, વાયુ ને અગ્નિ, પાણીના સર્વ પ્રદેશ,
પરિશ્રમ વેઠીને ભારી; પ્રતિજ્ઞા૦
પહાડના ભીતર શોધીશ, શોધીશ ધાતુતણા ગર્ભભાગ,
ખનિજ શોધીશ વિચારી; પ્રતિજ્ઞા૦
વનનગ વિચરી, વનસ્પતિ શ્રમથી, શોધીશ ભાર અઢાર,
જાઇશ હું લેશ ન હારી; પ્રતિજ્ઞા૦
ક્ષારમાં શોધીશ નાથ જગતના, મુજ જીવનઆધાર,
સ્તુતિ જેની વેદે ઉચ્ચારી; પ્રતિજ્ઞા૦
શોધીશ જંતુમાં પશુ પક્ષીમાં, માનવમાં ધરી પ્રેમ,
વાગ્યો પ્રેમનો ઘાવ કારી; પ્રતિજ્ઞા૦
ખાઇશ પીશ ન ઉંઘીશ, વિધવિધ ભોગે ન ધારીશ પ્રીત,
ભરીશ પ્રભુવિણ નેત્રે વારિ; પ્રતિજ્ઞા૦

નિરખ્યા વિના હવે નાથ નયનથી, ભેટયા વિના ઉરસાથ,
ગણું સૃષ્ટિ સર્વ અંધારી; પ્રતિજ્ઞા૦
પાડીશ દેહ કે જોઇશ નરહરિ—નાથને અંતરૂમાંહ્ય,
નિશ્ચયથી ન મતિ ચળનારી; પ્રતિજ્ઞા૦

છો૦

---

## ક્યાં છે, પ્રભુ ક્યાં છે !

પદ ૧૨૦ (કહાં ગયો વો દિલજાનની: એ લય)

દિલડું કરીને પાણી પાણી, છૂપાયા ક્યાં એ ?
વિરહના તાપે તપી રહ્યું મનડું,
ઘેલી બની છું, હતી શાણી; છૂપાયા૦
ત્રિવેણીના તટમાંહિ નિવસી રહ્યા શું,
બોલો હવે એ કોઇ ધ્યાનિ; છૂપાયા૦
તત્ત્વરૂપે તો નથી સહુમાં ભળ્યા કંઇ?
જલદી જણાવો મને જ્ઞાનિ! છૂપાયા૦
મોહિનીરૂપે રહ્યા હોય તે વાત એ,
રાખશો દેવ! ન છાની; છૂપાયા૦
હોય છૂપાયા રસરૂપે તો સિદ્ધો!
સદ્ય દર્શાવો દયા આણી; છૂપાયા૦
શિથિલ થયું છે, ફરી ફરી તન-મન,
શક્તિ ન હાવે પરખવાની; છૂપાયા૦
ભેટાડે પ્રિયતમ ઝટ ઝટ તેની,
રહીશ કૃતજ્ઞી હું સદાની; છૂપાયા૦

શ્રી જ૦ દેવી.

---

## श्री सद्गुरुविरहालाप.

પદ ૧૨૧ ( ઇશ્વર ક્યાં અમો શોધું૦—એ લય. )

ઘડી ઘડી વિરહ ગુરુનો અંતરે કંઇ અનવધિ સાલે,
અનવધિ સાલે, તપે તનુ વિરહની જ્વાળે;
ઘડી ઘડી અનવધિ સાલે.
અણુસમજુઆગળ રાખીયે, મુખ હસતું અણુચાલ્યે,
આંસુ છુપાં નયનોથી કદી કદી, વહી જતાં ગાલે; ઘડી૦
પ્રભુવિણ ભરાતો હૃદયમાં ડુમો ન કો ખાળે,
એ હૃદયને પ્રભુવિણ અરે! કો પાંખમાં ઘાલે? ઘડી૦
કહેતાં બીજાને ઉલટી તે તો, મૂર્ખતા ન્યાળે,
અણઅનુભવી એ સ્થિતિ ન સમજી શકે કો કાળે; ઘડી૦
સ્નેહેથી બાંધ્યા વહાલે ને ત્યજી દીધાં વહાલે,
વિધિએ લખ્યો શું વિરહ રે રે! કઠિન આ ભાલે; ઘડી૦
સઘળુંય છે પણ પ્રભુવિના તે શૂન્ય સરવાળે,
રસિયાવિના આ રસહૃદય, કો સંગ જઇ મહાલે? ઘડી૦
ઉંડાણથી વૃત્તિ સહુમાં, નિરસતા ભાળે,
અંતરનું મૂળ સુકાય, ક્યાંથી વૃક્ષ પછી ફાલે; ઘડી૦
સહુ રસ ગયો, સહુ કસ ગયો, ફળ ફુલ ન કોઇ ડાળે,
છે દેખવારૂપ આ જીવન, તે પણ હવે ચાલે; ઘડી૦
એ જીવનનાથ કરે કૃપા તો, જીવન ઉજાળે,
નહિ તો નિરર્થક આ જીવનને, ભલે ઓગાળે; ઘડી૦

શ્રી સ૦

---

# मृत्युना भयथी कायानगरीनुं संरक्षण करवा अर्थे साधन साधवा जीवने प्रबोध.

પદ ૧૨૨ ( મહારાજા, નજરીયાં લગ જાયગી, એ લય )

તારી કાયા–નગરી આ, ઉજડ થશે.
ભોગોથી છાકી વહાલા ! નેત્રો મીંચી નવ ફરીએ,
માથે આ ફરતા, કાળના ચક્રથી ડરીએ; નગરી આ૦
વીતી છે ગઇ જુવાની, કાળા આ કેશ, થાતા ધોળા,
દાંતોની પંક્તિ, ખરતી ભાળે કાં ન એ ભોળા ! નગરી આ૦
જોતજોતામાં વહાલા ! તેતરને બાજ ઝડપી લેશે,
મોહે પચેલા ! ભુંડા ! તું હાથ ઘસતો રહેશે ! નગરી આ૦
મૃત્યુના દૂતો રોગો, પાછળ પડયા છે જો ! તારી,
પેલી ચાલી, આવે જો ! કાળતણી સ્વારી; નગરી આ૦
કાળને જીતવાનાં, વહાલા ! શાં સાધન કીધાં,
લશ્કર તેં કેવાં, આજુબાજુ મૂકી દીધાં ? નગરી આ૦
કાળની તોપોકેરો, વહાલા ! કાયાનગરી તારી-
સહેશે શું જબરો, મારો લેજે ઝટ વિચારી; નગરી આ૦
ઉપાય હાથમાં છે, હજી નથી થયું ઘણું મોડું—
જો સાધે સમજી, મૃત્યુનું છેદે તું [1]મોડું; નગરી આ૦
અવળાં આચરણો છાંડી, સવળે પંથે ઝટ પળતાં,
[2]મૃતિ જિતવાનાં, સફળ સાધનપણુ મળતાં; નગરી આ૦
ઉપેન્દ્ર નાથ મારો, યુક્તિ જો એક તને આપે,
જનિમૃતિ કે રોગે, વહાલા ! પુનઃ તું નહિ કાંપે,
નગરી નવપલ્લવ થશે,
તારી કાયા–નગરી નવપલ્લવ થશે.

છો૦

---

૧ માથું. ૨. મરણ.

## इष्टना प्रगट दर्शनना अभावथी विकल थती वृत्तिना उद्गार.

### पद. १२३ ( मैंय जगाय हारी, ए लय. )

मैंय बुलाय हारी,
पिया प्यारा न बोले री; मैंय०
सब सखिसें निज नाथ तो बोलत,
मैंयने क्या झख मारी री; मैंय०
बोलसे[1] बुलावत. अबोल[2] बुलावत,
सारी उम्र गुझारी री; मैंय०
बुलवाये नेनसें[3] बुलवाये चेनसें[4],
मर्मकी बानी उच्चारी री; मैंय०
सोगन दीना, सब कुछ कीना,
दीनी कुलमुखत्यारी री; मैंय०
हसत सखीयन, बुलत न साजन,
जींदगीमें धूर डारी री; मैंय०
येही बडा दुःख, बुलत नहि वो,
होके हृदयविहारी री; मैंय०
प्रियतम होके प्रियासें न बोलो,
क्या रही तुमारी हमारी री; मैंय०

श्री उ०

---

१ मंत्रथी. २ ध्यानथी बोलावतो. ३ त्राटकथी. ४ प्रेमभक्तिथी.

## अंतर्मुखता साधवा साधकोने सुबोध.

પદ ૧૨૪ ( જનમ આ માનવનો-એ લય )

સંકેલી વૃત્તિને વીરા બહારથી રે, રૂપ જોને પોતાનું,
સદ્‌ગુરુનાં બોધેલાં શુભ હથિયારથી રે, પામ પદ તું પોતાનું,
જોને રે પોતાનું, રૂપ જોને પોતાનું, રૂપ જોને પોતાનું રૂપ જોને પોતાનું.
ઉપર છોડાં કાચલાં પણ ભીતર ટોપરૂં સાર,
રુધિર માંસ અસ્થિમાં નિવસે, અખિલ જગતના આધાર રે; રૂપ૦
પથરા માટીતણાં પડોમાં હીરો રહે છૂપાઇ,
નરતનુખાણે હરિહીરો તેમ રહ્યો હૃદયમાં લપાઇ રે; રૂપ૦
નથી કસ્તૂરી વનમાં નગમાં,[1] તુજ નાભિની માંહ્ય,
નિકટ શોધવું ત્યજીને પ્રિય મૃગ! કાં વન વન ભટકાયરે: રૂપ૦
ધન બલ વિદ્યાદિ સુખદાતા, ચિંતામણિ તુજ રૂપ,
હૃદયે સરી, તન્મય થઇ, થા તું, અનંત બ્રહ્માંડનો ભૂપ રે; રૂપ૦
લોહ ન પણ તું સ્પર્શમણિ છું, રંક ન પણ તું રાય,
મૂર્ખ ન તું પણ જ્ઞાનસ્વરૂપ છું, મૃતથી[2] ન તું પ્રતિ અવાય રે; રૂપ૦
રોગ દુઃખ દારિદ્ર ન તુજમાં, સર્વતણો તું નાથ,
ભ્રમથી શિવનો જીવ થઇ બેસે, ભ્રમણે શીદ દઇ હાથ રે; રૂપ૦
**तत्त्वमसि** કહે વેદ ગુરુ તે, સત્ય ગણીને સદ્ય,
અહં બ્રહ્મનો અનુભવ કરવા, હૃદયાકાશને મથ રે; રૂપ૦
દેહકાશીમાં વિશ્વેશ્વરનાં, કરી લેઇને દર્શન,
દીપ સ્પર્શી, દીપ બની, ટાળી દે, સંસૃતિતિમિર અટન [3] રે; રૂપ૦
છો૦

---

## इष्टदर्शनातुर वृत्तिनी श्री इष्टने तन्निमित्त स्तुति.

પદ ૧૨૫ ( સરવ સિરતાજ, એ લય. )

કરી સંયમ, હું સાધું કમ, હવે પ્રિયતમ પધારોને,
ભૂલું અહંમમ, અતિ દુર્ગમ, સેવું શમદમ, પધારોને.

---

૧ પર્વતમાં. ૨ મૃત્યુથી. ૩ સંસારના અંધકારમાં ભ્રમણ.

થવા કલ્યાણુ, ધરુ છું ધ્યાન, રાખીને નિશાન, પધારોને,
રોધી મનવાણુ, શમાવી પ્રાણુ, જઉં ઉડાણુ, પધારોને,
જોયું પ્રથમ પાતાલ જઇ, કરી વૃત્તિનો રોધ,
આવી ત્યાંથી હૃદ્‌ગૃહે, કરવા હું આપની શોધ,
જોઇ બંધ દ્વાર, પ્રાર્થું આ વાર, અહો વિશ્વાધાર! પધારોને;-
શું કરું ને કયાં જઉં હવે, એ ચિંતનની માંહ્ય—
કાળ ગાળતાં, ઉર સ્ફુર્યું, પ્રભુ ગગને સોહાય,
તેથી આવી આંહિ, સહસ્રદલમાંહિ, ન પણુ જોઉં કાંઈ, પધારોને
તમ દર્શનાર્થ શું કરું, હાવે હે ભગવન્ !
અન્ય ઉપાય ન જાણુતાં, કરું છું માત્ર સ્તવન,
આવોને સ્વયમ્, દો સુખ અનુપમ, કરવા તમસમ, પધારોને;
એક ટસે જોઉં વાટડી, આવો નયનની પાસ,
દર્શન કરી કૃતાર્થ થઉં, એ વિણુ અન્ય ન આશ,
કરું આવાહન, નૃહરિ ભગવન ! દેવા દર્શન, પધારોને; કરી.

---

પ્ર૦ બહેન

## त्रिकुटीसरोवरमां एकाग्र थवा प्रबोध.

પદ. ૧૨૬ ( ઝટપટ ચાલ તું આ૦ એ લય. )
સરવર તું ચાલ સખિરી ! સરવર,
જ્યાં જલ મહામલહર: સરવર૦
ખેલે છે કોઇ એના તટપર,
મહા રસભર નટવર; સરવર૦
તાપત્રયહર અમૃતકર એહ સરવર મનહર,
વસતો જ્યાં સ્નેહનિર્ભર ઈશ્વરનો પણુ ઈશ્વર,
જેને જોવા તપસ્વીનેત્રો પણુ થઇ તત્પર,
થાય તરવર તરવર; સરવર૦

એમાં નાહ્યેથી થાએ શુદ્ધિ બહુ બહિરંતર,
સંગ્રહતા પ્રિયતમ પ્રભુ તો એને સત્વર સત્વર,
ત્યાં જઇ થઇ પ્રેમવિવશ, અલિ ! એ સુંદર વર,
ઝટ વર વર વર વર; સરવર૦

શ્રી ज० देवी.

## प्रश्नोत्तर

પદ ૧૨૭ ( મારી સજનિ ! તું ક્યાં રમી આવી, એ લય )

પ્ર૦ બોલો બોલો, ઓ અદૃશ્ય દેવો ! શાને, બેઠા ચુપ, ચુપ, ચુપ ?
કરું શું હું, એવું જેથી રંક મટીને, બનું ભૂપ, ભૂપ, ભૂપ ?
મનની મલિનતા કેમ ટળશે, કેમ કરી જીવત્વ ખોવું ?
જીવનનો ઉત્કર્ષ સાધવા, કહો દેવો ! શું જોવું ?

ઉ૦ તારું રૂપ, રૂપ, રૂપ.

ઉ૦ ઘડી ઘડી જો, ઓ અખંડ સુખઅભિલાષિ ! તારું રૂપ રૂપ રૂપ
નરદેહે સામર્થ્ય સકલ અનુભવતાં, થા ભૂપ, ભૂપ, ભૂપ.

પ્ર૦ જગતજાળમાં ભટકી થાક્યો, આયુષ આખું ખોતાં,
મળી ન શાન્તિ, તો તે સાચી, કહો મળશે શું જોતાં ?

ઉ૦ ચિતિરૂપ, રૂપ, રૂપ; ઘડી ઘડી૦

પ્ર૦ ઉપાધિનો માર્યો હું જ્યાં ત્યાં, જાતાં દુઃખ લહાતાં,
કહો, પરમ નિરુપાધિક સત્સુખ, મને મળે શું થાતાં ?

ઉ૦ બ્રહ્મરૂપ, રૂપ, રૂપ; ઘડી ઘડી૦

પ્ર૦ ઇચ્છું અખંડાનન્દમગ્નતા, પૂર્ણ તૃપ્ત ચહું થાવું,
પરમ તૃપ્તિ, પરમાનુભવને, લેવા કહો શું ધ્યાવું[1] ?

ઉ૦ નિજરૂપ, રૂપ રૂપ; ઘડી ઘડી૦

શ્રી ઉ૦

---

૧ ધ્યાન કરવું.

## ब्रह्मानुभवोद्गार

પદ ૧૨૮ ( તનુ આ મંદિર વિશ્વનાથનું૦ એ લય. )

કહેવું કે કરવું કાંઇ ક્યાં રહ્યું રે હાં હાં હાં,
સર્વત્ર એક સત્ સુહાય, બ્રહ્મદૃષ્ટિમાં,
તેને હવે શું રહ્યું પામવું રે હાં હાં હાં.
અવિકૃત નિશ્ચલ સ્વરૂપમાં રે હાં હાં હાં,
કોણ કોને કહે, શું કથાય; બ્રહ્મ૦
માયાધ્વાન્ત ટાળવાનું ક્યાં રહ્યું રે હાં હાં હાં,
ચૈતન્યસૂર્ય જ્યાં ઝળકાય; બ્રહ્મ૦
પૂર્વાપરસ્મૃતિ ક્યાંથી ઉદ્ભવે રે હાં હાં હાં,
દેશ અને કાલ જ્યાં વિલાય; બ્રહ્મ૦
ગ્રહણ ત્યાગ ક્યાંથી સ્વરૂપગર્ભિતમાં રે હાં હાં હાં,
દૃશ્ય જ જ્યાં છેદે ઉડી જાય; બ્રહ્મ૦
સ્ફુરણ કોઈ વાતનું ક્યાં સંભવે રે હાં હાં હાં,
સુસ્થિર આ બ્રહ્મતત્ત્વમાંહ્ય; બ્રહ્મ૦
ઇતર એવું ક્યાંથી ત્યાં પ્રવેશતું રે હાં હાં હાં.
બ્રહ્મની જ્યાં ઘનતા ભળાય; બ્રહ્મ૦
સ્વલ્પ કે અનલ્પ જેહ છે નહિ રે હાં હાં હાં,
એક પણ કેમ તે કહાય; બ્રહ્મ૦
આવા અનુભવના અન્તમાં રે હાં હાં હાં,
સહસા આ વાણી મૂક થાય;
બ્રહ્મભાનમાં, કોને હવે શું રહ્યું બોલવું રે હાં હાં હાં.

શ્રી ઉ૦

# इष्टदर्शनार्थ स्तुति.

પદ ૧૨૯.

શિખરિણી

અનન્તૈશ્વર્યાબ્ધિ ! અનવધિ કરીએ પ્રણતિઓ,
કરાવોને સાચી ! અનુગ્રહપ્રદાતા સુકૃતિઓ;
પ્રકૃત્યાધિષ્ઠાતા ! બલ દઇ જિતાવી પ્રકૃતિઓ,
કરાવોને સ્વામિન્ ! સ્વરૂપતણી સાચી પ્રતીતિઓ.

પદ [ જય મહામાય મહેશ, એ લય. ]

જયજય અજ[1] અવિનાશ ! નરહરે ! જય૦
પ્રકટ અપ્રકટ તથા અંતરીક્ષે[2], આપ તણો જ નિવાસ,
તેમાંથી પ્રત્યક્ષ થઇ દો, દર્શન ધરી ઉલ્લાસ; નરહરે !૦
જે દર્શન પછી નડે ન ભવમાં, જન્મમૃત્યુના પાશ,
જેથી ઉર ઉઠે કોઇ અદ્ભુત, અનુભવઆત્મપ્રકાશ; નરહરે !૦
જે દર્શનથી સહજ સધાયે, સર્વ પ્રકારે વિકાસ,
તત્ક્ષણ છૂટે અનર્થકારક, આ જીવત્વાધ્યાસ; નરહરે !૦
જે દર્શનથી ઉરમાં ન રહે, આનંદવિણ અવકાશ,
તે નિજ દર્શન આજ કરાવો, ગણી દાસાનુદાસ; નરહરે !૦

શ્રી ઉ૦

---

૧ અજન્મા ૨. આકાશમાં.

## गगनमंदिरमां प्रगमन करवा मनपक्षीने आह्वान.

પદ ૧૩૦ (ઉભો રહેજે કાનુડા તે મારું આજ ઉજડ ઘર કીધું. એ લય)

ગગને ચઢજે, પંખીડા! તું વેગે, આજ કમર તુજ બાંધી,
કામ બીજાં મેલી, સાધી પળ પહેલી,
ગુરુથી ગ્રહેલી—યુક્તિમાંહી ચિત્ત દેજે ઠેલી; આજ૦
સાત તબક આવે ગગનના માર્ગમાંહિ,
ક્રમથી તે દેઇને વટાવી,
આઠમા તબકે પહોંચી, સ્થિર થઇ હેતથી ત્યાં,
ભોગવજે શાંતિ મનભાવી રે; પંખીડા વેગે૦
બંકનાલના, અધો ભાગે મૂલાધાર,
પહેલું તબક છે જો તું પેલું,
ગઢ ચારવાળું જે છે, ગણુપતિ ઇશ જેના,
व श ष स બીજથી આંકેલું; વેગે૦
સ્વાધિષ્ઠાન છે બીજું, તબક છ ગઢવાળું,
બ્રહ્માની આણુ વર્તે જેમાં,
ब भ म य र ल બીજે, અદ્ભુત શોભતું જે,
પ્રવેશજે ઓળખી તું તેમાં; વેગે૦
દશ ગઢયુકત મણિપૂરક નામવાળા,
ત્રીજા તબકે તું પછી જાજે,
ड ढ ण त थ द ध न प फ અક્ષરાંકિત જે,
ઉપેન્દ્રનાથ જેમાં રાજે; વેગે૦
ત્યાંથી ડાબેપાસે આઠ ગઢવાળું ચોથું,
તબક છે હૃત્પદ્મનામે,
જ્યોતિ કોઇ જાગે તેમાં અવનવી મહા પ્રતાપી,
દેવો પણુ જેને શીર્ષ નામે; વેગે૦
कथी ते ठसुधीना બીજેથી શોભતા,

પાંચમે તખ્તે પછી વહેજે,
અનાહુત નામે ઓળખાતું યોગીમાં જે,
સદાશિવ જેના ઈશ લહેજે; વેગે૦
અથી અઃસુધી ષોડશ બીજવાળું,
વિશુદ્ધ તખ્ત પછી આવે,
જીવાત્માનું જ્યાં ધરી ધ્યાનને યોગિઓ,
ઉપરના માર્ગમાં સીધાવે; વેગે૦
બે ગઢવાળું આજ્ઞાતખ્ત જો ! સાતમું,
આવ્યું આ ત્રિકુટિના સ્થાને,
હ ક્ષથી અંકિત જે છે, સદ્‌ગુરુ દેવને જ્યાં,
યોગિઓ યજતા નિત્ય ધ્યાને; વેગે૦
ત્યાંથી ઉપર છેલ્લું તખ્ત છે. આઠમું,
શોભે જે સહસ્રગઢેથી,
સચ્ચિતિ **નરહરિનાથ** જ્યાં રાજે, જેને,
વેદો કહે છે **નેતિ નેતિ**; વેગે૦
દક્ષિણાંગે વામાંગે વસ્તુ અવસ્તુરૂપા,
છાયારૂપે જ્યાં રહે માયા,
તે પ્રભુને તું સ્પર્શી, સદ્ય પ્રભુમાં શમાજે,
શમે દેહમાંહિ જેમ છાયા; વેગે૦

છો૦

---

## હૃદયકમલમાં પ્રવેશી વસ્તુરૂપ થવા મનભ્રમરને ઉપદેશ.

પદ. ૧૩૧ ગરબી.

હે મનભ્રમરા! હૃદયકમળમાં પેશી હરિમય થાને,
ભવમૃત્યુજરા, જન્માદિ ભયથી તું સહજ ટળી જાને. ટેક.

તું અનંત યુગથી જામ્યો છે, જન્મ કુંડલિનીથી પામ્યો છે,
આવી વિષયરસે તું વિરામ્યો છે; હે૦ ૧
ઉન્માર્ગે મૂળથી ચાલ્યો છે, દુઃખમાં સુખ માની મહાલ્યો છે,
ફરી અહં અહં અતિ ફાલ્યો છે; હે૦ ૨
મન! માન કહ્યું તો સુખ થાશે, ન તો મોહપ્રવાહે વહ્યો જાશે,
વિષયે વિરમી ખત્તા ખાશે; હે૦ ૩
જોઈ ભવાટવી તું ભૂલ્યો છે, તનવૃક્ષ સરસ ગણી ફુલ્યો છે,
થઈ લુબ્ધ વિષયરસે ફુલ્યો છે; હે૦ ૪
આ ભવને બાગ ગણીશ રખે, છે ઇન્દ્રજાલસમ ખેલ સખે!
ગણી સાચો તે, તું શીદ ધખે; હે૦ ૫
ઇચ્છા અનુપમ રસની ધારે, તો આવ સુજનતરુને ક્યારે,
જે સિંચાયાં છે બ્રહ્મજળધારે; હે૦ ૬
તે તરુફળશબ્દ સરસ જોજે, અનુભવી સર્વે સંશય ખોજે,
અર્થરસસ્વાદે તું સદા મ્હોજે; હે૦ ૭
તે અમૃતરસને નિત્ય ચાખી, તું તૃપ્ત થજે સ્થિરતા રાખી,
ના અન્ય મુખે કિંચિત્ ભાખી; હે૦ ૮
તને ગંધતણી અતિશય ભુખ છે, તે હૃદયકમળમાં સઉ સુખ છે,
તુજ ધરસન્મુખ જેનું મુખ છે; હે૦ ૯
સુખપૂર્વક કમળવિષે રહેજે, ત્યાં વિરમી સુગંધ સદા લેજે,
થઇ અમર નૃસિંહને આ કહેજે; હે૦ ૧૦

**श्रीमन्नृसिंहाचार्यजी.**



## अभिलाषामात्रनी निवृत्तिपूर्वक केवल आत्मश्रेयार्थे सद्‌गुरुप्रति प्रार्थना.

પદ ૧૩૨ ( પ્રિયતમ પદસેવા૦ એ લય. )

ગુરુવર ! હિત મારું, સાધજો બાલ ધારી,
અવર ઉર ન હાવે, કોઇ ઇચ્છા જ મારી;
તવ પદ સ્મરું નિત્યે, અન્ય સૌને વિસારી,
ચરણશરણ યાચું, બાલિકા હું તમારી,
હું તમારી તાત ! જાણજો સર્વથા તમારી,
હું તો હા...રી, લેજો ઉદ્ધારી આજ,
અદ્ધર આ મારું ઝાઝ, જાણી દાઝ લો તારી; હું તમારી૦
રહાજો બાંય બાપજી ! આ સંસારમાં સદાય,
મારું હિત કરવામાંય, જશો જરી ના હારી; હું તમારી૦

श्री ज० देवी.

---

## सद्‌गुरुउपदिष्ट साधनो साधवा साधकप्रति प्रबोध.

પદ ૧૩૩ ( આપજે, આપજે, તું ક્ષુધાતુરને આપજે, એ લય. )

સાધજે, સાધજે, તું જ્ઞાનસાધન સાધજે.
તું યોગસાધન સાધજે,
તું ભક્તિસાધન સાધજે.
આ દુઃખ, આ દુઃખ, એમ કહી, શીદ સદા અકળાય,
દુઃખમાત્ર ટળવાતણો, સાધન એક ઉપાય,
તેને સતત આરાધજે,
તું રમ્ય સાધન સાધજે, તું કષ્ટસાધન સાધજે; સાધજે૦
"મન ચંચળ, વૃત્તિ વિમુખ, અંતરમાં અજ્ઞાન,"
એવો બુમો પાડી કર્યા, વ્યર્થ કરે કકળાણ;

ઝટ હણે જીવનિપાત[1] જે,
એવાં તું સાધન સાધજે, તું ધ્યાનસાધન સાધજે; સાધજે૦
સમય ન મળતો સાધવા, સાધન એમ ન બોલ,
ઘટિકા નિદ્રા ત્યાગીને, સાધનમાં તું ડોલ,
વિશ્વે પરમ આરાધ્ય જે,
તે પ્રાપ્ત કરવા વાધજે, તું શુદ્ધ સાધન સાધજે; સાધજે૦
સમય ન ગાળીશ ચહા પીવામાં મિત્રોની પાસ,
હરવા ફરવામાંથી પણ, બચાવ સમય તું ખાસ,
તે સાધનોમાં યોજજે,
તું તીવ્ર સાધન સાધજે, તું ઉગ્ર સાધન સાધજે; સાધજે૦
નાટક સીનેમામહિં, ગાળીશ નહિ તું રાત,
કાથા કબલાની મહીં, કે પારકી પંચાત—
માંહી સમય ના ગાળજે,
તેમાં તું સાધન સાધજે, દૃઢતરનું સાધન સાધજે; સાધજે૦
ચાર મળી ઉજાણીના, ગોઠવ ના 'પ્રોગ્રામ,'
વ્યર્થ સભા, ક્લબ, જ્ઞાતિમાં, જવાનું શું કામ,
તું સંગને પરિત્યાગજે,
તે સમયમાં તું સાધજે, અધ્યાત્મસાધન સાધજે; સાધજે૦
વાળ ઓળવામાં નહિ, ગાળીશ સમય અપાર,
તેથી ક્ષણો બચાવીને, સ્મરજે પ્રાણાધાર,
ઝાઝાં ન બાલ રમાડજે,
એમ સમયને તું બચાવજે, તેમાં તું સાધન સાધજે; સાધજે૦
પ્રભુને જો હોય પામવા, ત્યજી વ્યર્થ વ્યવહાર,
સાધન સાધ અધિક સમય, વધારવા અધિકાર,
એકાન્તદેશે તું જજે,

---

૧ મનુષ્યનું અધઃપતન-ભ્રષ્ટ થવું.

એકાગ્ર થઇ ત્યાં સાંચજે, ઉપદિષ્ટ સાધન સાધજે; સાધજે૦
સાધનવિણુ સિદ્ધિ નથી, એ નિશ્ચય તું જાણુ,
ઉજ્જવલ સાધન સાધજે, જો ઇચ્છે કલ્યાણુ,
બીજું બધું પરિત્યાગજે,
પ્રભુમાંહિ તું અનુરાગજે, પ્રભુસ્મરણુસાધન સાધજે; સાધજે૦
શ્રી ઉ૦

---

## सर्व स्थितिमां आनंदानुभव करो.

### પદ ૧૩૪ ગઝલ.

હસાવી સર્વને હસવું. રહી જગમાંહિ આનન્દે,
ભૂલી જગદુ:ખ ભુલવવું, બીજાને રાખી આનન્દે.
કદી તૂટી પડે દુ:ખના શિરે ડુંગર અને ડુંગર,
દટાઇ તે નીચે ગાવાં સદા સુખગીત આનન્દે.
ન સાચું વિશ્વ આ, તો, દુ:ખ તેનું હોય કેમ સાચું,
લહી આ વિશ્વ દુ:ખવિવર્ત[૧], રહેવુ મસ્ત આનન્દે.
ભલેને કલેશ કાલિમાભર્યા,[૨] અભ્રો નજર ચઢતાં,
તરત તેથી ઉપર જઇ ગાજવું, અત્યંત આનન્દે.
ભલે આ કાલ કે ભાવિવિષે ભાસે ભયાનકતા,
પરંતુ ભેટવી તેને, બની ઠની દિવ્ય આનન્દે.
સદાયે સઉ સ્થિતિમાં આપવો, આનન્દ, તેમ લેવો,
જઇને મૃત્યુને પણ ભેટવું સંપૂર્ણ આનન્દે.

શ્રી જા૦ દેવી.

---

૧ છીપમાં રૂપાની ભ્રાંતિ થાય છે, તેમ જગતમાં દુ:ખની પ્રતીતિ થવી એ ભ્રાંતિરૂપ છે. ૨. કાળાશવાળાં.

## जगत्मां आवीने वास्तव कर्तव्य न करनार-
## प्रति उपालंभवचनो.

पद १३५ ( मज्ञा देते हे क्या यार—ए लय )

क्या कीया कहो यहां आइ, आलममें आनेवाले ?
ले कर खुब षड्रसस्वाद, यह जींदगी की बरबाद,
कुछ कीया प्रभुकों याद, लड्डु उडानेवाले ? क्या०
फुं फुं कर प्रानायाम, ले लीया योगीका नाम,
कुछ देखा स्वरूप ललाम, हड्डी सुकानेवाले ? क्या०
लेकर भक्तिका वेश, खुब कीया ठाठ हमेश,
कुछ देखा हृदय हृषीकेश, झांझर बजानेवाले ? क्या०
कहेते तुम करते जाप, कुछ धोया हृदयसें पाप ?
धोइ जीवपनेकी छाप, माला फीरानेवाले ? क्या०
ले मिथ्या गुरुका वेश, जो देते हो उपदेश,
वो आचरते हो लेश, दुनीया बुडानेवाले ? क्या०
जो चाहो तुम कल्यान, तो धरो इसीपर ध्यान,
फिर नहि मीले भगवान्, ऐसा सुनानेवाले ? क्या०

श्री उ०



## प्रणवजापी वृत्तिप्रति उक्ति.

પદ. ૧૩૬ (ચંદા ગગનવસિયા, એ લય.)

ગુંજન કર અંતરમાં—ગુંજન કર અંતરમાં.
ॐ ॐ ॐ ॐ; ગુંજ તું અંતરમાં.
સાંધ શબ્દલક્ષણાવૃત્તિને, તું પ્રણવાક્ષરમાં; ॐ.
પ્રાણ પ્રણવસાથે લઇ સુસ્થિર, કર અભ્યંતરમાં; ॐ.
ધ્વનિ ઉરલીન કરી તલ્લીન થા, તેના ભીતરમાં; ॐ.
વૈખરી મધ્યમા ઉલ્લંઘી અંતે, ઠરજે પરાપરમાં;[1] ॐ.
જા, ફરી જ્યાંથી ઉઠવું ન રહેતું, એવા પટાંતરમાં; ॐ.
પરિણામે નિઃશેષરૂપે જા, વ્યાપી ચિદમ્બરમાં;[2] ॐ.

પ્ર૦ બહેન

---

## ब्रह्मानुभवनुं अगम्य स्वरूप.

પદ ૧૩૭ (બ્રહ્માડ રમણિક વિસ્તર્યું, એ લય)

બ્રહ્માંડભરમાં સભર હું, ન હુંવિણ અવર કાંઇ,
હું સઉમાં – સર્વ મુજમાંહિ.
જ્યાં હું, સકલ ત્યાં, હું ન જ્યાં, ત્યાં કાંઇ છે નાહિ,
અહા ! હું હું સકલમાંહિ.
મુજ દિવ્ય ઘુતિમય રશ્મિજાલે અનન્ત રહ્યું છાઇ,
મુજ સ્વભાવે કરી ઉદ્ભવે, ત્યાં જીવન સુખદાયી; અહા૦
હું રંગરૂપ બની, હું મુજ હસ્તે પીંછી રહાઇ,
મુજ પીઠપર બ્રહ્માંડચિત્ર રચું કદી ક્યાંહિ; અહા૦
વસ્તુતઃ નથી કાંઇ, હું પણ રહ્યો કલ્પાઇ,
આ અટપટું, છે એ જ મારું સ્વરૂપ, ચિરસ્થાયી; અહા૦

શ્રી ઉ૦

---

૧ પરાવાણીથી પાર પ્રદેશમાં, ૨ ચૈતન્યાકાશમાં.

## ૧૧

# जय–टंकार.

પદ ૧૩૮ ( ગૃહસ્થાશ્રમની શોભા સઘળી૦ એ લય )

જગજ્જીવન[1] જય, જગચ્છમન[2] જય, જગજ્જનનઆધાર[3]!
સગર્જ[4] ત્રિભુવનભેદક નાદે, કરીએ જય–ટંકાર; [૩] જગ૦
જેમાંથી સઉ થતાં છતાંએ, કશાનું કારણુ જે ન ગણાયે,
વસ્તુ–અવસ્તુથી જે પાર, તે પદ પ્રણુમી વારંવાર;
અંડકટાહવિભેદક નાદે—કરીએ૦
નિજમાંહિ જે સકલ જણાવે, છતાં સર્વથી અલિપ્ત કહાવે,
અકલકલામય અપરંપાર, તે પદનો ગ્રહી સબલાધાર,
સમગ્ર બ્રહ્માંડભેદી નાદે—કરીએ૦
જેનો અનુભવ લેવા કાજે, સ્તવન ધ્યાન આચરીએ આજે,
સચ્ચિતિઘન નરહરિ સુખસાર ! આપ પ્રભુપદ નમતાં વાર;
બહિરન્તરાલભેદક નાદે—કરીએ૦

ઓ ઉ૦

---

૧ જગતની સ્થિતિરૂપ ૨ જગતના લયરૂપ. ૩ જગતની ઉત્પત્તિરૂપ.
૪ ગર્જનાપૂર્વક.

## आत्मोन्नति सिद्ध थया पछी ज विश्वोन्नति सधावी शक्य छे.

પદ ૧૩૯ ( આંધળો આંખો છતાં નથી જોતો, એ લય )

વિશ્વને ઇચ્છે તું ઉન્નત કરવાને,
તો તો કરજે ઉન્નત તું પહેલો પોતાને.
બીજાને ઈશ્વરનું જ્ઞાન દેવું છોડી, પહેલો તું લાગ પ્રભુધ્યાને,
જાતે સદાચારી થઈ તું રહેજે, સદાચારી કરવા બીજાને રે; વિશ્વને૦
અન્યનો વિકાસ કરવાને ચહે તો, આત્મવિકાસી પ્રથમ થાને,
અન્યચિત્તથી ખોટું ભૂલવવા ઇચ્છે તો, પહેલું તું ખોટું ભૂલી
જાને રે; વિશ્વને૦
અન્યપાસ વચનઘાવ ઝીલવવા ચાહે, ઝીલ તો તું પ્રથમ વચનઘાને,
આત્મનિગ્રહી બની પહેલો પછી કહે, નિગ્રહી થવા પારકાને રે;
વિશ્વને૦
સંભળાવવું હોય બીજાને તે તું, પાડ ખુબ પ્રથમ તારે કાને,
સધાવવા ઇચ્છે તે પહેલું સાધીને, કહેજે પછી સાધવાને રે; વિશ્વને૦
પરને ઉપદેશ દીધે વળશે ન કાંઈ, આવી ઠર પ્રથમ આત્મજ્ઞાને,
પોતે સમૃદ્ધ તો જગત્ આખું દીન છે,
ઝખ મારી તારું કહ્યું માને રે; વિશ્વને૦
શ્રી ૩૦

---

## अभेदनिश्चय.

પદ ૧૪૦ ( ઓ નંદનવનના વાસી, એ લય. )

ઓ ચિદ્ગગનના નિવાસિ, અકલ વિમલ અવિનાશિ !
પ્રિય બ્રહ્મભુવનના વાસિ ! ભ્રમિતમતિ ! જો તપાસી.
તત્ત્વમસિ કહે શાસ્ત્રગુરુ તે માને ન મિથ્યાભિમાની,
ચૈતન્યઘન તુજ સ્વરૂપવૈભવ, લહી ના, સહે દુઃખહાનિ; અકલ૦

કાલાતીત તું મુક્ત સદાએ, અધિષ્ઠાન સઘળાનો,
બંધાયો પણ કરોળીયાસમ, ભોગ બની જાળાનો; ભ્રમિત૦
દૃશ્ય જગત્ જે આ સઉ દીસે, દ્રષ્ટા તેનો તું સ્વામી,
મનનો ભૂલાવ્યો ભૂલ્યો પણ વીર ! પુનઃ લે એ પદ પામી; અકલ૦
દેહ ન તું, પણ એ છે તારો, મન તું ન, પણ તે તારું,
બુદ્ધિ તારી, એ પણ જો વિચારી, તુજ પદ પર વળી ન્યારું; ભ્ર૦
ઉલટી બુદ્ધિ સુલટી કરવી, કરવું ન અન્ય જ કાંઈ,
બુદ્ધિ પલટતાં બાજી પલટે, જીવ રહે શિવ સોહાઇ; અકલ૦
નિર્વિકાર નિર્વિકલ્પ ચેતન, એક જ વસ્તુ વિલસે,
સ્વપ્ન પ્રપંચસમ સઉ મિથ્યા પછી, જાગ્રત, નરસમ દીસશે; ભ્રમિ૦
કામનાવશ તું આજે પ્રજળે, અપૂર્ણ નિજને ધારી,
'વિશ્વવિભવનું મૂળ હું' અનુભવી, ધરીશ તું અજબ ખુમારી; અ૦
પરાત્પર હું, પરબ્રહ્મ હું, શિવ બ્રહ્માનું આદિ,
સત્ હું, ચિદ્ હું, આનંદ હું, ધર, નિશ્ચય અનંત, અનાદિ; અ૦

ચુનીલાલ જ૦ ઓઝા

---

## आत्मभावे प्राणिमात्रनुं हित इच्छनार अधिकारीनी श्री इष्टने प्रार्थना.

પદ ૧૪૧ ( ભાઇ નામ સમજીને બેસી રહીએ, એ લય. )

હો નાથ ! મને દેખાડશો ના એ દહાડો,
સ્વાર્થ સાધું, જેમાં છાનો કે ઉઘાડો; હે નાથ ! ૦
વિશ્વના આ મારા સકલ બંધુઓ રાતદિવસ ધસડાય જ્યાં ઉંડો ખાડો,
અને માત્ર હું નિત્ય વિચરું જ્યાં એકલો, ઉન્નતિનાં હોય ઉંચા પહાડો; હો૦
અન્ય જનોને ન મળે ખાવાને એક વાર, છાશ રોટલો સુકો જાડો,
અને ભાતભાતતણાં પકવાન્ન ને હોય, મારી પાસ દુધનો હાંડો; હો૦

અન્યપાસ પાઇ પણ હોય ના ને મારે કાજ, ધનના ભંડારો ઉધાડો,
સુખી હોઉં હું, અને મુજ બંધુઉપર, દુઃખકષ્ટકેરી જોઉં ધાડો; હો૦
અજરામર રાખો મને, આશાના ભર્યા, મારા બંધુઓના જીવને કહાડો,
પ્રાણાત્માઓ મારા વિષયે રમે અને, હું જ અહું મોક્ષનો દાંડો; હો૦
મોહતણી નિદ્રામાં ઉંઘે બીજા અને, મને જ્ઞાન આપી જગાડો,
મારો પક્ષ લઇ, મને આશ્વાસન દઇ, મારા, વિમુખ કે શત્રુઓને પાડો; હો૦
હોઉં અધિકારી, લાભ હોય મોટા તોય, મને એકલાને ના ચખાડો,
તારો-ઠારો-સઉને સાથે સુધારો કાં, સઉની સાથે મને ખાંડો;
પણ નાથ ! મને દેખાડશો ના એ દહાડો

શ્રી ઉ૦

---

श्रीसद्गुरुस्वरूप निरन्तर स्मरणीय छे.

पद. १४२ राग गोडी.

सद्गुरु तारनहारा, भज मन ! सद्गुरु तारनहारा,
जो चहे भवजळपारा; भज मन० टेक.
जिहिं पद रटत रेनदिन ब्रह्मा, काटत कर्मविकारा,
शिवशक्ति अरु शेष शारदा, जामैं होत सुखारा; भज मन०
देव इन्द्र विष्णु जगपालक, पावत जासु किनारा,
यह सब जीव रसातल जाते, जिन ग्रही बांह्य उगारा; भज०
योगीमुनिऋषि निशदिन ध्यावे, जिनपद चाही दिदारा,
रविशशि आदि ग्रह सब जाकी, सत्तामैं निरधारा; भज०

उपनिषद् शास्त्र पुरान सवे अरु, वेद हु देत नगारा,
आदि न मध्य, अंत नहि जाको, अवधिरहित विस्तारा; भज०
समसर्वत्र एकरस आप हि, भासत भाति अपारा,
नरसिंहसद्गुरु अनुभवी जाने, आप न अन्य विचारा; भज०

श्रीमन्नृसिंहाचार्यजी.



## सुखनो उपाय.

પદ ૧૪૩ ( વાત જરી વાંચી જુઓ ઇતિહાસમાં, એ લય )

મારૂં કહ્યું માનો તો વાત કહું કાનમાં,
સુખી થાશો જો રાખશો એ ધ્યાનમાં; મારૂં૦
દુઃખતણાં કારણ દુનીયામાં ગણાય એ,
અહં અને મમત્વ એ તો કહેવાય છે,
એક લેજો ડબ્બી, તેમાં બેને ગડબી,
પ્રભુને તે આપી દો દાનમાં; મારૂં૦
બાલક બની જાજો પછી, જાણો પ્રભુને તાત,
તેની નિર્ભય ઓથમાં, ભરાઇ રહો દિનરાત,
મોટા થવું કપરૂં, નિર્દોષ ને મધુરૂં,
બાલક થાવું સુતરૂં,
માટે રહો, હું છું બાલક, એ જ્ઞાનમાં,
માથે પ્રભુ પિતા છે એ ભાનમાં ને ભાનમાં; મારૂં૦

શ્રી ઉ૦

## इष्टनिदर्शनार्थं आर्च आघोष.

### पद १४४ ( दुनियातणा दिवाना, दिलभर—ए लय. )

दिलदार दिदार दिखा दे, आशक पडा हुं मौला !
नझरोंसे नझर मिला दे, आके खडा हुं मौला !
सुनता नहि तुं मालिक, किनकों पीछे सुनाउं,
तेरी चश्मे-झंझिरोंसे[1] मेंय तो जडा हुं मौला !
सर किस तरह झुकाउं, कभी सामने तुं आके-
रहेवे खडा तो कयसें, नयनों लडाउं मौला[2] !
खायश वही हे दिलमें, मिलनेका मौका चहाता,
तुं हय मगर उधर, मेंय-इधर अडा हुं मौला !
मालिक पूरा तुं मेरा, मेंय तो फकीरा तेरा,
झ्यादा कहुं क्या तुझसें, सबसें बडा तुं मौला !

श्री उ०



## श्री सद्गुरूशरणप्रभाव.

### પદ ૧૪૫ ( અંજલિએ અમૃત પીધું રે, એ લય. )

મનડું ગુરુદેવે મોહ્યું રે,
ફરી ફરી વળતું ત્યાં જ, સહજે, ફરી ફરી વળતું ત્યાં જ.
એસમ કાંઇ બીજું ન જોયું રે; ફરી ફરી૦

૧ નેત્રરૂપ બેડીઓવડે. ૨ હું માથું નમાવું, અને તમે સંમુખ પ્રકટો તો તમારાં દર્શન હું શી રીતે કરી શકું ?

અજ્ઞાને અટવાઇ બહુ, સંસારે ચોપાસ,
ઓચિંતા એક દિન હું, આવતાં ગુરુની પાસ,
જોતામાં દુઃખ મેં ખોયું રે; ફરી ફરી૦
ઘડી ઘડી ગુરુ જોયા કર્યા, પ્રકટ્યો ગુરુમાં મોહ,
લોહચુંબક એ તે પ્રીતિ, આકર્ષાયું લોહ,
ગુરુહૃદયવિષે મન પ્રોયું રે, ફરી ફરી૦
મોં'નું માગ્યું મળી ગયું, શું કહું તેની વાત,
જગદ્‌ભાન ભુલાઇ જતું, જોતાં ગુરુ સાક્ષાત્,
મેં કામધેનુપય દોહ્યું રે, ફરી ફરી૦
ગુરુમુખિ જન તો જાણતા, ગુરુકરુણાનું સુખ,
મળતામાં મારું ગયું. જન્મો જન્મનું દુઃખ,
જીવભાન સઘળું ધોયું રે; ફરી ફરી૦

શ્રી જ૦ દેવી.

---

## सर्व प्रसंगमां इष्टश्रीमां श्रद्धाने सेवनार साधकना उद्‌गार.

પદ ૧૪૬ (ચાહે માનો કે તમાનો, હું તમારી થઇ ચુકી-એ લય)

ચાહે પાળો કે ન પાળો, હું તમારો થઇ રહ્યો.
પાળો-ટાળો, હું તમારો થઇ રહ્યો.
વિપદ્‌સમય પ્રભુ વિપદ્ વિદારો, અથવા નાંખો બમણો ભારો,
ત્યજું ન પકડયો પાલો; પાળો ટાળો, હું તમારો૦
આપો કુબેરની સંપત્તિ, અથવા ખાવાને દો ન રતી,
ઝાલ્યો કર તે ઝાલ્યો; પાળો ટાળો, હું તમારો૦
આપ ભલે પ્રભુ સ્વધર્મ ચુકો, સ્વતંત્રને બંધન ન રહ્યું કો,

(નહિ તો) કેમ દાસ પ્રજાળો; પાળો ટાળો, હું તમારો૦
આપને અનુકૂળ થઇને રહેવું, સુખદુઃખ જે કંઇ દો તે સહેવું,
મનનો ત્યજી ઉકાળો; પાળો ટાળો, હું તમારો૦
પતંગને દીપક બાળે પણ, દીપકપ્રેમ ન તેહ ત્યજે ક્ષણ,
પ્રેમ ન ત્યજું કદી બાળો; પાળો ટાળો, હું તમારો૦
ઉપેન્દ્ર પ્રભુ! થઇ રહ્યો તમારો, અન્યે પ્રેમ ન આ ઠરનારો,
ભાળો ભલે ન ભાળો; પાળો ટાળો, હું તમારો૦

છો૦

---

## हरिमय हृदयनुं स्वरूप

પદ ૧૪૭ (નિરંજન માળા, ઘટમેં ફિરે૦ એ લય.)

નિરન્તર એનું, હરિથી હૃદય એકતાન.
વૃત્તિ બહિર્મુખ ઘટતી જાતી, કાયાનું નહિ ભાન,
આંખ ઠરી જ્યાં ત્યાં જ ઠરી રહે, હાથ હાથને સ્થાન; ।નિર૦
બહાર રહે તો બહાર, ભીતર તો, ભીતર ઠરી રહે પ્રાણ,
ચલિત થઇને મનનું જ્યાં નથી, સ્વતંત્ર કદી વ્યુત્થાન;[1] નિર૦
જાગૃતિ એ પણ જેની વિલક્ષણ, ભાસે સમાધિસમાન,
જાગ્રતિકાલે પણ નથી જેને, ચિત્તતરંગવિતાન;[2] નિર૦
હસવું હરિમય, જોવું હરિમય, હરિમય શબ્દોત્થાન,
સહજ સ્વભાવે આપે[3] અહાહા! આપવિષે[4] મસ્તાન નિર૦

શ્રી ઉ૦

---

૧ ઉઠવાપણું. ૨ ચિત્તના સંકલ્પનો વિસ્તાર ૩ પોતાની મેળે, ૪ પોતાના સ્વરૂપ વિશે,

## દૈવી જીવનનું લક્ષણ.

પદ ૧૪૮ ( ગૃહસ્થાશ્રમની શોભા સઘળી; એ લય. )

દૈવી જીવનનું લક્ષણ એ કે જ્યાં સુવિચાર સધાય.
સ્વચ્છ મનોરમ નિર્મલ ભાવો, એ હૃદયે ઉભરાય; (૩) દૈવી૦
ઘડી ઘડી જ્યાં નથી ક્ષોભ પ્રકટતો, પ્રકટ થતાં તત્ક્ષણ જ અટકતો,
રાખે સરલ સ્વભાવ સદાય, મિથ્યા તરંગમાં ન તણાય; સ્વચ્છ૦
પરખે સારાસાર વિચારો, તત્ત્વભાવથી હરે વિકારો,
પ્રયત્નપંથે સતત પળાય, ઉંચે ઉંચે સહજે ધાય; સ્વચ્છ૦
અવલંબનવિણ પ્રસન્ન રહે તે, સમચિત્તત્વે સદા વહે તે,
ધૈર્ય સ્થૈર્ય શાન્તિ જળવાય, કરુણામુદિતાદિ સેવાય; સ્વચ્છ૦
વિષયવિષે રહે સહજ વિરાગી, બ્રહ્મચિન્તને રહે અનુરાગી,
અન્તવાન્ આ દેહની માંહ્ય, અનન્ત વસ્તુ અનુભવી જાય; સ્વચ્છ૦
પ્ર૦ બહેન.

---

## स्वरूपप्रति लक्षणावृत्तिनी संलग्नतानो अनुभव.

पद १४९ [ झीनी झीनो झीनी चदरीयां, ए लय. ]

जुटी जुटी जुटी जुटी जुटी[१] सुरतीयां[२],
जुटी सुरतीयां—देखो सुरतीयां; जुटी०
दिलकी दिल्लगी आप आपसमें, दिलसें दिलमें घुंटी[३]; सुरतीयां०
चल गई, जल गई, फुंक दीई बस, छोटी ममत्वकी कुटी[४]; सुर०
वृत्ति शान्तनितान्त[५] भई वहां—बेठी, जहांसें उठी; सुर०
एक, दो, तीन छुमंतर करतें, कहांपर चली कौन पुटी[६]; सुर०

---

૧ જોડાઇ, સંલગ્ન થઈ. ૨ લક્ષણાવૃત્તિ. ૩ પરસ્પરના હૃદયનો પ્રેમ એકબીજાનાં હૃદયસાથે હૃદય મેળવીને ચાખ્યો—ચખાડયો. ૪ ઝુંપડી. ૫ કેવલ શાન્ત. ૬ ત્રિપુટી.

अखंड मैंबिन और बात अब, जुठी, जुठी सब जुठी; सुर०
खेलत फिरत मुक्त अब दहोदिश, जो जहांकी वहां छूटी; सुर०
श्री उ०

---

## गुरुशरणमाहात्म्य.

પદ. ૧૫૦ ( અમે જાતાંતાં જલધિને ઘાટે, એ લય. )

અમે જાતાંતાં સંસારવાટે, સુખોને માટે,
ત્યાં ચરણે આવી ચઢયાં.
અમે વિષયોને માણુવા ધાર્યા હતા,
અમે સંસાર સેવવા વિચાર્યા હતા,
ત્યાં તો ઉલટાં જ કંઇક ખેંચાણાં,
થયાં મોં કટાણાં, જ્યાં ચરણે આવી ચઢ્યાં.
અમે ધાર્યું હતું આમ ખાશું પીશું,
પરને પ્રબોધવાને મિઠું બોલીશું,
પણ તે સઉ થયું ધૂળધાણી,
તમે દોરી તાણી; ત્યાં ચરણે૦
અમે જાણ્યું જે સંસારમાં એ આવ્યાં,
હવે ભોગવશું ભોગ અમે મનના ભાવ્યા,
ત્યાં તો ચાલી અગાડી-અગાડી,
અમારી ગાડી; ત્યાં ચરણે૦
અભિમાન વિસ્તારવું ધાર્યું હતું,
જગતમાં મમત્વ બાંધવા વિચાર્યું હતું,
ત્યાં તો તેડું તમારું આવ્યું,
હતું તે છોડાવ્યું; જ્યાં ચરણે૦

ભોગમાંહી અમારે ઘુમવું હતું,
એમ કાજે બીજાને દમવું હતું,
ત્યાં તો આવ્યાં તમારા બન્ધનમાં,
મનની રહી મનમાં; જ્યાં ચરણે૦
અમે જાણ્યું પુરા ભોગ લાગ્યા આ તો,
તમે ત્યાગ ને વિરાગની કરશો વાતો,
પણ સુણી તમારી જ્યાં વાણી,
ત્યાં દિલ પાણી પાણી; જ્યાં ચરણે૦
દીઠા ભોગ કે ન દીઠાં કંઇ બીજાં ફળને,
કોણ જાણે કે ફેરવી શીએ કળને,
એમ પ્રીતિ બીજેથી તણાવી,
તમોમાં અણાવીઃ જ્યાં ચરણે૦
અમે આપના પ્રબોધને પામી અને,
પછી જોયાં જગતજનનાં ચિત્તને,
ત્યારે જાણ્યું ફળી જીંદગી આખી,
બીજાએ ધૂળ ફાકી; જ્યાં ચરણે૦
કદી ઉપરથી દીસીએ એવા ને એવા,
પણ આપ કૃપાના મળ્યે મીઠા મેવા,
એમ આંતર સ્થિતિ અતિ વાધી,
કૃતાર્થતા સાધી; જ્યાં ચરણે૦
ગુરુદેવ ! જગે આપ જો મળ્યા ન હતે,
એમ નિકૃષ્ટ સ્થિતિ આજ શીએ હતે,
આ તો રમતાં અમે રહી રાજી,
જીતી લીધી બાજી; જ્યાં ચરણે૦
શ્રી. ઉ૦

---

## ऊर्ध्वे प्रदेशमां विहार करवा प्रवृत्त थनारना उद्गार.

પદ ૧૫૧ (જગત્‌ના સઉ જીવોકરતાં, એ લય.)

વિનાશી ને વિલાસી આ, જગત્‌ને છોડી જાવું છે,
અમર દેશે વિરાજીને, અમરપદમાં શમાવું છે.
અમારે સ્થૂલ ભોગોની, હૃદયની વાસના ત્યાગી,
અજર ભોગો–તણા યોગો, કરી ઉરમાં રીઝાવું છે;
વિવિધ રસની ત્યજી પ્રીતિ, વિષય રસનાતણો જીતી,
નિરન્તરની ક્ષુધા ટાળે, અમારે એવું ખાવું છે; વિનાશી૦
મલિન આનન્દના કુંડો, ત્યજી અમ રાજહંસીને,
પ્રભુઆનન્દમાનસરે, બની મહામસ્ત નહાવું છે;
તમારી હોય ઇચ્છા તો, અમારી સાથમાં ચાલો,
તમોને તે જ દેવું છે, અમારે જે કમાવું છે; વિનાશી૦

શ્રી જ૦ દેવી

---

## प्रणवनादनुं गुंजन करवा अणुपुंजोप्रति अभिमानीनुं निवेदन.

પદ ૧૫૨ ( દિલદાર યાર છેલાસે૦ એ લય )

મારાં અણુપુંજો ! કાંઇ પ્રણવનાદ ગુંજો,
પ્રણવનાદ ગુંજો, સ્વર કાઢી ઉંચો ઉંચો; મારાં૦
જુઓ સઉ ભુલાતું, ને સઘળું પલટાતું,
અવિચ્છિન્ન ઉચ્ચારણ થાય પ્રણવનું જો; મારાં૦
ચાલો સાવધ થાઓ, એકાગ્ર બની જાઓ,
ધ્યાનભંગ થાતું, ત્રુટે છે ગુંજન જો; મારાં૦
અન્ય સ્ફુરણનો જ્યાં, સ્વર કર્કશ નિકળે ત્યાં,

એ જ ક્ષણે પ્રણવોચ્ચારણનું તેલ ઉંજો; મારાં૦
જે જે કેન્દ્રમાંહિ,[2] રહે પ્રણવધ્વનિ છવાઇ,
[3]શક્તિ દિવ્ય ખીલે ત્યાં ઉકલી જઇ ગુંચો; મારાં૦
નાભિમાંથી બોલી, ને ગગનને દો ખોલી,
ગુંજનથી ગજવો આ હૃદયમુર્ધકુંજો; મારાં૦
એ નાદલુબ્ધ થાતાં, આપણ સ્વયં ભુલાતાં,
તમે ભિન્ન ક્યાંથી ? નથી જ્યાંહિ હું જો; મારાં૦

શ્રી૦ ગુ૦

---

## तत्त्वमां विलीन वृत्तिना अनुभवोद्गार.

### પદ ૧૫૩ (મને આવે છે ફેર—એ લય.)

મારું સુખ ન કહ્યું જાય, ઝીલું હું તત્ત્વસમુદ્રમાં,
મન વાણી સ્તબ્ધ થાય, ઝીલું હું તત્ત્વસમુદ્રમાં.
[1]પાર કે [2]અંત જણાય ના, ઉંચે નીચે પણ તેમ,
મધ્યે મારું હુંપણું,
કદી લહું છુટું અણુ,
કદી ના ભળાય— ઝીલું૦
ઉલટયો અનુભવ અવનવો, શુણ્યો જોયો ન ક્યાંહિ,
રાજી થાઉં જોઇને,
કદી ન શકું કોઇને,
પરામાં લહાય— ઝીલું૦

---

૧ વૈખરીથી મધ્યમા પશ્યંતી એમ ઉંચી ઉંચીવાણીવડે. ૨ Centers શરીરના મધ્યબિન્દુઓરૂપ ચક્રો ૩ પ્રત્યેક ચક્રમાં સંયમપૂર્વક પ્રણવનું ગુંજન થતાં તેમાં રહેલા પૃથક્ પૃથક્ સામર્થ્યોનો પ્રકાશ થાય છે.

કામ ન શેષ હવે રહ્યો, મળ્યું પ્રાસમ્યમાત્ર,
મન ન હવે ઉઠતું,
ભિન્ન ન સ્વરૂપથી થતું,
(જેમ) જળ જળે જણાય— શ્રીહું૦

છો૦

---

## भारतवर्षनिमित्त शुभचिंतन.

પદ ૧૫૪ ( પરમ વિજયવંત હો, એ લય )

ભારત અભયવન્ત હો, બ્રહ્માંડભરમાં બ્રહ્મચિન્તને,
દિવ્ય દૃષ્ટિવન્ત હો, આંતર સામર્થ્યે જ્ઞાનઅંજને.
પ્રજામાં પ્રભુની પ્રભુતા પ્રકાશો,
જજો સઘ છૂટી પ્રતિકૂલ પાશો;
જણાજો સદા સર્વના નેત્રસ્હામે,
પ્રભુનાં રૂપો ભારતે ઠામ ઠામે;
ભારત વિશ્વવંદ્ય હો, સેવી શ્રદ્ધાથી પરમ સંતને.

શ્રી ઉ૦

---

૧ પહોળાઇ, ૨ લંબાઈ.

# યોગિનીકુમારી

## પ્રથમ વિભાગ

નવીન આવૃત્તિ

## રચનાર : શ્રીમાન્ વિશ્વવંદ્ય

ગુજરાતી સાહિત્યમાં આ એક જ નવલકથા છે કે જેના લેખમાં અપૂર્વ રસસાથે વાચકની સર્વ પ્રકારની વ્યવહાર પરમાર્થની ઉન્નતિમાં ઉપયોગી અનેક કર્તવ્યને સરલ અને સ્પષ્ટપણે જણાવ્યાં હોય. હજારો સ્ત્રી પુરુષો તેને રસ અને પ્રીતિપૂર્વક વાંચે છે અને હજારો સ્ત્રી પુરુષો તેને વાંચવાને હજી તત્પર છે. તેમાં એક તરફથી વર્ણનો ભાગ એટલો તો રસમય છે કે જે વાંચનારનું ચિત્ત સહજસ્વભાવે જ પોતાના તરફ આકર્ષી રાખે છે; જ્યારે તેમાં કેટલાક બીજા બોધક પ્રસંગો ગૂઢ છતાં એટલા તો ઉપયોગી અને સરલ તથા સચોટપણે લખાયા છે કે વાચનાર તેને તે જ વખતથી પોતાના જીવનમાં ઉતારવા લલચાયા વિના રહેતો નથી ગ્રન્થના વાર્તાભાગસાથે તે બોધક વિષયને એવી તો સુંદરરીતે ગુંથ્યો છે કે જેમાં લેખકના અસાધારણ બુદ્ધિવિભવનું વાંચનારને સ્પષ્ટ ભાન થયા વિના રહેતું જ નથી

જીવનમાં ઉત્તમ ઉચ્ચ આનંદ અનુભવવો હોય તો આ પુસ્તક તત્કાળ મંગાવી વાંચો.

મૂલ્ય : રૂ ૨-૮-૦ પો. ૦-૬-૦

વ્યવસ્થાપક—**મહાકાલ, વડોદરા.**

# वन्दे सद्गुरुम् ।

— कार्यारंभककीर्तनम —

पद [ वन्दे मातरम् । लयेन ]

वन्दे सद्गुरुम् ।

रुचिरम्, नृहरीं, त्रिभुवनमोहनम्
भक्तवत्सलम् नागरम् । वन्दे०
शशिशुभ्रम् हसितयुतानानम ।
परम सुखदम् सुमधुरशासनम् ।
कृपाकरम् वरदपुरन्दरम् ।
सकलम् अकलम् श्रीवरम ।

वन्दे सद्गुरुम ।

